# આલોચનાદિ પદ સંગ્રહ.

પ્રકાશક :
શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ.
અમદાવાદ.

શ્રીમદ્ સદ્ગુરવે નમોનમઃ

## સ્તવન-ભક્તિ-સજ્ઝાય-

તથા

# આલોચનાદિ પદ સંગ્રહ.

પ્રકાશકઃ-

બ્ર૦ ગોવર્ધનદાસજી. B. A.

શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ;

સ્ટેશન અગાસ. વાયા આણંદ.

દ્વિતીયાવૃત્તિ

૧૯૯૭ પ્રત ૧૦૦૦ ૧૯૪૦

Printed at SHREE KRISHNA PRINTERY, Ratanpole, Ahmedabad.

Printer Jani Govindlal Mohanlal.

અહો !

સર્વોત્કૃષ્ટ શાંતરસમય સન્માર્ગ-

અહો !

તે સર્વોત્કૃષ્ટ શાંતરસ પ્રધાન

માર્ગના મૂળ સર્વજ્ઞદેવ-

અહો !

તે સર્વોત્કૃષ્ટ શાંતરસ સુપ્રતીત કરાવ્યો

એવા

પરમકૃપાળુ સદ્દગુરૂદેવ-

આ વિશ્વમાં સર્વકાળ

તમે

જયવંત વર્તો ! જયવંત વર્તો ! !

'શ્રીમદ્ રાજચંદ્ર.'

ॐ

અહો સત્પુરૂષનાં વચનામૃત, મુદ્રા અને

સત્સમાગમ

સુષુપ્ત ચેતનને જાગૃત કરનાર,

પડતી વૃત્તિને સ્થિર રાખનાર,

દર્શન માત્રથી પણ નિર્દોષ

અપૂર્વ સ્વભાવને પ્રેરક,

સ્વરૂપ પ્રતીતિ, અપ્રમત્ત સંયમ,

અને

પૂર્ણવીતરાગ નિર્વિકલ્પ સ્વભાવના

કારણભૂત,

છેલ્લે

અયોગી સ્વભાવ પ્રગટ કરી

અનંત અવ્યાબાધ સ્વરૂપમાં

સ્થિતિ કરાવનાર!

ત્રિકાળ જયવંત વર્તો!

ૐ શાંતિ શાંતિ શાંતિ.

'શ્રીમદ્ રાજચંદ્ર.'

# નિવેદન.

---

આ સદ્‌વાણીની ગુંથણી મુમુક્ષુ સમૂહ સમક્ષ મૂકતાં આનંદસહ સંતોષ થાય છે.

આત્મભાવનાની પ્રાપ્તિ અને વૃદ્ધિ અર્થે સત્સંગ-ભક્તિ ભજન વાંચન મનનાદિ સાધનો છે. તે ભક્તિ આદિ ભાવના પ્રેરક--ઉપકારક એવો દ્રવ્યસ્તવનો આધાર-કારણ છે. એ અર્થે વિવિધ વિષયોનાં વિશેષ પુસ્તકો મુમુક્ષુઓને સાથે રાખવાં પડતાં હોવાથી મુમુક્ષુઓ તરફથી એવા વિષયોનો એક સંગ્રહ બહાર પાડવાની માગણીની ભાવના પ્રદર્શિત કરવામાં આવતી હોવાથી આ પ્રયત્ન કર્યો છે.

આ ગ્રંથના પાંચ વિભાગ છે. પ્રથમ વિભાગમાં સામાયિકાદિ નિત્યક્રમ, બીજા વિભાગમાં ક્ષમાપનાના પદો તથા પત્રો, ત્રીજા વિભાગમાં કેટલાક વૈરાગ્યમય અનુવાદો, ચોથા વિભાગમાં સદ્‌ગુરૂ જન્મ સમયનાં અને વિરહ સમયનાં તેમ કેટલાક છુટક પદો અને પાંચમા વિભાગમાં સજઝાય સ્તવન આદિનો સંગ્રહ છે. જેમાં આશ્રમના ભક્તિના કાર્યક્રમમાં લેવાતાં ઘણાં પદોનો મુખ્યપણે સમાવેશ કર્યો છે.

અનુક્રમણિકામાં તે તે પદના કર્તાના નામો આપવામાં આવ્યાં છે. ફરી અહીં તે બધાનો ઉલ્લેખ આવશ્યક નથી. પ્રધાનતાએ વૈરાગ્ય રંગ રંગિત શ્રી પદ્મનંદિ આચાર્ય કૃત શ્રી પદ્મનંદિ પંચવિંશતિમાંથી આલોચના, જિનવર દર્શન, શરીરાષ્ટક, બ્રહ્મચર્યાષ્ટક, બ્રહ્મચર્યરક્ષાવર્તિ, સિદ્ધસ્તુતિ, સદ્‌બોધચંદ્રોદય, એકત્વભાવના અને એકત્વસપ્તતિનો ગુર્જર

પદ્યાનુવાદ, શ્રીમાન મહોપાધ્યાયજી યશોવિજયજી કૃત સવાસોગાથાનું સ્તવન, સમકિતના સડસઠ બોલની સજ્ઝાયાદિ, શ્રીમાન પૂજ્યપાદ અમિતગતિ આચાર્ય કૃત સામાયિક પાઠ, શ્રીમત્ ભગવત્ ઉત્તરાધ્યયન સૂત્રના દશમા દ્રુમપત્ર અધ્યયન (**समयं गोयम मा पमाए**), શ્રી ચંદ્રકવિ કૃત વૈરાગ્યપ્રેરક શ્રી વૈરાગ્યમણિમાલા, સન્માર્ગસૂચક અને વૈરાગ્ય બોધક શ્રીહ્રુદયપ્રદીપ, શ્રી વિમલાચાર્યકૃત નિર્વેદભાવ પોષક શ્રી સંવેગદ્રુમકન્દલી એ ગ્રંથોનું ગુર્જરાવતરણ તથા મુકિતમાર્ગના ઉત્કૃષ્ટ હેતુભૂત અનંત જ્ઞાનીઓએ ભાવેલી દ્વાદશાનુપ્રેક્ષાનાં ત્રણ પદ તથા શ્રીમાન સમીપ સમયવર્તી સમયજ્ઞ શ્રીમદ્ રાજચંદ્રજી કૃત સદ્ગુરૂભકિત દોહરા આદિ પદ તથા પત્રો, શ્રી રત્નરાજ સ્વામિજી કૃત સદ્ગુરૂ જન્મ સમયનાં અને વિરહ સમયનાં તેમજ બીજાં પદો છે.

પરમાર્થ માર્ગમાં ભાવ એ પ્રધાન છે, તેથી કાવ્ય દૃષ્ટિએ કોઈ પદ્યમાં ન્યૂનતા ભાસે તો તે તરફ લક્ષ ન આપતાં તેના ભાવવાહીપણા પ્રત્યે દૃષ્ટિ આપવા વિનંતિ છે.

વિવિધ વિષયો સ્પર્શતી વાણી આ ગ્રંથમાં પ્રગટ થાય છે. મૂળ વિષય 'આલોચના' હોવાથી આ સંગ્રહને 'આલોચનાદિ પદ સંગ્રહ' એ અભિધાનથી અલંકૃત કર્યો છે.

શ્રી વીતરાગ માર્ગ દર્શક તત્વજ્ઞ પરમ કૃપાળુ શ્રીમદ્ રાજચંદ્રજીના શુભ સ્મારક તરીકે એઓશ્રીના અનન્ય ભકત સંત શ્રી લઘુરાજ સ્વામિજીના સદુપદેશથી સ્થાપિત આ

'શ્રી સનાતન જૈન ધર્મ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ તરફથી આ ગ્રંથ આત્માર્થીઓના આત્મહિતાર્થે પ્રકાશિત કરવામાં આવે છે. તે આત્માર્થીઓ અંતરથી અપનાવશે.

આલોચના–સ્તવન–સજ્ઝાયો–ભક્તિ અને વૈરાગ્યને ઉપકારક અનેક વચનોની આ ગ્રંથારૂઢ સંકલના મુમુક્ષુ-ઓને સત્સંગે પરિણામ સુધારવા પરમનિમિત્તરૂપ બનો એ ભાવના છે.

પ્રમાદ, અનુપયોગ કે અન્ય હેતુએ આ ગ્રંથના પ્રકાશનમાં કંઈ ભૂલ રહી ગઈ હોય તો સુજ્ઞ વાંચક ક્ષમા કરશે.

આ હિતકારી ગ્રંથને આશાતના ન થાય એમ સાચવી ઉપયોગમાં લેવા વિનંતિ છે.

શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ,
અગાસ.
સં. ૧૯૯૭ના કાર્તિક સુ. પૂર્ણિમા
તા. ૧૫–૧૧–૧૯૪૦.

લી.
અધ્યાત્મ પ્રેમી,
બ્ર૦ ગોવર્ધનદાસ.



# અનુક્રમણિકા.

## પ્રથમ વિભાગ આલોચનાદિ નિત્યક્રમ પૃ. ૧ થી ૩૨



## દ્વિતીય વિભાગ–ક્ષમાપના પૃ. ૩૩ થી ૮૮

## તૃતીય વિભાગ—કેટલાક અનુવાદ પૃ. ૮૯ થી ૧૯૦

## ચતુર્થ વિભાગ—કેટલાંક પદો પૃ. ૧૯૧ થી ૨૫૦

## પંચમ વિભાગ—સજ્યાદિ પૃ. ૨૫૧ થી ૩૦૪.

---

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | લાઇન | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૫ | સ્વધમ | સ્વધર્મ |
| ૯ | ૧૬ | પડિકાણોં | પડિકોણોં |
| ૧૩ | ૫ | ષ કર્મમાહિં | ષટ્કર્મમાહિં |
| ૧૫ | ૬ | વાનતા | વનિતા |
| ૧૯ | ૬ | સવજ્ઞ | સર્વજ્ઞ |
| ૨૨ | ૭ | અવધિરવિરાજિત | અવધિવિરાજિત |
| ૩૫ | ૨૦ | ।મથ્યાત્વથી | મિથ્યાત્વથી |
| ૪૪ | ૮ | ।નગોદથી | નિગોદથી |
| ૪૬ | ૩ | વિઘ્ર | વિઘ્ન |

| પૃષ્ઠ | લાઈન | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૦ | ૭ | જાઇતું | જોઇતું |
| ૬૦ | ૧૭ | સ્રીપણે | સ્રીપણે |
| ૬૧ | ૧ | જન્મવું અને એમ | જન્મવું અને ફરી એમ |
| ૬૧ | ૨૨ | જાઈતું | જોઈતું |
| ૬૨ | ૧ | જાઇતું | જોઇતું |
| ૬૩ | ૨૪ | તા | તો |
| ૬૭ | ૧૨ | યેનિસેં | યોનિસેં |
| ૭૧ | ૧૫ | છટાય | છુટાય |
| ૭૯ | ૧૫ | અનુમોદ્યા | અનુમોદ્યો |
| ૯૬ | ૯ | સદાકળ | સદાકાળ |
| ૯૭ | ૨૪ | સંસરમાં | સંસારમાં |
| ૯૮ | ૩ | પ્રતાદન | પ્રતિદિન |
| ૧૧૧ | ૧ | અધ | અંધ |
| ૧૧૩ | ૧૨ | આનદ | આનંદ |
| | ૧૮ | વિષયમા | વિષયમાં |
| ૧૧૪ | ૧૩ | સર્વશ્રત | સર્વશ્રુત |
| ૧૧૭ | ૧૬ | કર્મશત્ર | કર્મશત્રુ |
| ૧૧૯ | ૧૦ | પદ્મનંદિના મુખશશિથી | પદ્મનંદિનારે મુખશશિથી |
| ૧૨૫ | ૩ | સૌથી | સૌ |
| ૧૨૬ | ૧૪ | કરંતાં | ક્રરતાં |
| ૧૨૯ | ૧૧ | સમ્ય | સામ્ય |
| ૧૩૧ | ૪ | પ્રાત | પ્રતિ |
| | ૧૩ | સત્સગ | સત્સંગ |
| | ૧૪ | તત્ત્વશોધિની | તત્ત્વવિશોધિની |
| ૧૩૮ | ૨૪ | માદ-શત્રુને। | પ્રમાદ-શત્રુને। |

| પૃષ્ઠ | લાઈન | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪૭ | ૭ | વ્યથ | વ્યર્થ |
| ૧૬૭ | ૧ | અથ | અર્થ |
| ૧૬૯ | ૭ | છુટિયા | છૂટિયા |
| ૧૭૧ | ૫ | સમીઆ | સમી આ |
| ૧૮૧ | ૨૨ | ગુથિત | ગુંથિત |
| ૧૮૫ | ૩ | નિર્ગંથ | નિર્ગ્રંથ |
| ૧૯૦ | ૧૦ | જાઇએ | જોઇએ |
| ૧૯૬ | ૨ | અનુશ્રાતપૂર | અનુશ્રોતપૂર |
| ૧૯૯ | ૧૧ | તે | ને |
| ૨૦૩ | ૬ | ાદવસ | દિવસ |
| ૨૦૫ | ૭ | ચતુથ કાળમાં | ચતુર્થ કાળમાં |
| | ૧૬ | મુાક્તગામી | મુક્તિગામી |
| ૨૧૨ | ૧૩ | રસના | રસનાં |
| ૨૨૮ | ૧ | વિધવધ | વિધવિધ |
| ૨૩૧ | ૭ | સફલ | સકલ |
| ૨૩૭ | ૧૦ | ભાભજો | ભાળજો |
| | ૧૯ | હિશ્વાસ | વિશ્વાસ |
| ૨૩૮ | ૧૩ | ધ્યાનધપ | ધ્યાનધૂપ |
| ૨૪૩ | ૧૫ | લહ્યા | લહ્યો |
| ૨૭૦ | ૧૪ | જિનપાડિમા | જિનપડિમા |
| ૨૮૫ | ૧ | તહનાં | તેહનાં |
| ૨૯૬ | ૯ | પ્હેલી | પ્હેલી પ્હેલી |
| ૨૯૯ | ૧૦ | મુલચદે | મુલચંદે |

# મંગળાચરણ.

અહો શ્રી સત્પુરૂષકે વચનામૃતં જગહિતકરમ્,
મુદ્રા અરૂ સત્ સમાગમ સુતિ ચેતના જાગૃતકરમ;
ગિરતિ વૃત્તિ સ્થિર રખે દર્શન માત્રસેં નિર્દોષ હૈ,
અપૂર્વ સ્વભાવકે પ્રેરક સકલ સદ્‌ગુણ કોષ હૈ.
સ્વસ્વરૂપકી પ્રતીતિ અપ્રતમ સંયમ ધારણમ્,
પૂરણપણે વીતરાગ નિર્વિકલ્પતાકે કારણમ્;
અંતે અયોગિ સ્વભાવ જો તાકે પ્રગટ કરતાર હૈ,
અનંત અવ્યાબાધ સ્વરૂપેમેં સ્થિતિ કરાવનાર હૈ.
સહજાત્મ સહજાનંદ આનંદઘન નામ અપાર હૈ,
સત્ દેવ ધર્મ સ્વરૂપ દર્શક સુગુરૂ પારાવાર હૈ;
ગુરૂ ભક્તિસેં લહો તીર્થપતિપદ શાસ્ત્રમેં વિસ્તાર હૈ,
ત્રિકાળ જયવંત વર્તો શ્રી ગુરૂરાજને નમસ્કાર હૈ.
એમ પ્રણમી શ્રી ગુરૂરાજકે પદ આપ–પરહિત કારણમ્,
જયવંત શ્રી જિનરાજ વાણી કરૂં તાસ ઉચ્ચારણમ્;
ભવભીત ભવિક જે ભણે ભાવે સુણે સમજે સદ્દહે,
શ્રી રત્નત્રયની ઐકયતા લહી સો નિજ પદ લહે.

# જિનેશ્વરની વાણી.

અનંત અનંત ભાવ ભેદથી ભરેલી ભલી,
અનંત અનંત નયનિક્ષેપે વ્યાખ્યાની છે;
સકળ જગત હિત કારિણિ હારિણી મોહ,
તારિણિ ભવાબ્ધિ મોક્ષચારિણી પ્રમાણી છે.
ઉપમા આપ્યાની જેને તમા રાખવી તે વ્યર્થ,
આપવાથી નિજ મતિ મપાઇ મેં માની છે;
અહો! રાજચંદ્ર બાળ ખ્યાલ નથી પામતા એ,
જિનેશ્વર તણી વાણી જાણી તેણે જાણી છે.

# શ્રી સદ્‌ગુરૂભક્તિરહસ્ય.

દોહરા.

હે પ્રભુ! હે પ્રભુ! શું કહું, દીનાનાથ દયાળ;
હું તો દોષ અનંતનું, ભાજન છું કરૂણાળ. ૧
શુદ્ધ ભાવ મુજમાં નથી, નથી સર્વ તુજ રૂપ;
નથી લઘુતા કે દીનતા, શું કહું પરમ સ્વરૂપ? ૨
નથી આજ્ઞા ગુરૂદેવની, અચળ કરી ઉરમાંહિ;
આપતણો વિશ્વાસ દ્દઢ, ને પરમાદર નાંહિ. ૩
જોગ નથી સત્‌સંગનો, નથી સત્‌સેવા જોગ;
કેવળ અર્પણતા નથી, નથી આશ્રય અનુયોગ. ૪
'હું પામર શું કરી શકું,' એવો નથી વિવેક;
ચરણ શરણ ધીરજ નથી, મરણ સુધીની છેક. ૫
અચિંત્ય તુજ મહાત્મ્યનો, નથી પ્રફુલ્લિત ભાવ;
અંશ ન એકે સ્નેહનો, ન મળે પરમ પ્રભાવ. ૬
અચળરૂપ આસક્તિ નહિ, નહિ વિરહનો તાપ;
કથા અલભ્ય તુજ પ્રેમની, નહિ તેનો પરિતાપ. ૭
ભક્તિમાર્ગ પ્રવેશ નહિ, નહિ ભજન દ્દઢ ભાન,
સમજ નહિ નિજધર્મની, નહિ શુભ દેશે સ્થાન. ૮
કાળદોષ કળિથી થયો, નહિ મર્યાદા ધર્મ;
તોય નહિ વ્યાકુળતા, જુઓ પ્રભુ મુજ કર્મ. ૯

સેવાને પ્રતિકૂળ જે, તે બંધન નથી ત્યાગ;
દેહેંદ્રિય માને નહિ, કરે બાહ્ય પર રાગ. ૧૦

તુજ વિયોગ સ્ફુરતો નથી, વચન નયન યમ નાંહિ;
નહિ ઉદાસ અનભક્તથી, તેમ ગૃહાદિક માંહિ. ૧૧

અહંભાવથી રહિત નહિ, સ્વધર્મ સંચય નાંહિ;
નથી નિવૃત્તિ નિર્મળપણે, અન્ય ધર્મની કાંઇ. ૧૨

એમ અનંત પ્રકારથી, સાધન રહિત હુંય;
નહીં એક સદ્ગુણ પણ, મુખ બતાવું શુંય? ૧૩

કેવળ કરૂણા-મૂર્તિ છો, દીનબંધુ દીનનાથ;
પાપી પરમ અનાથ છું, ગ્રહો પ્રભુજી હાથ. ૧૪

અનંત કાળથી આથડયો, વિના ભાન ભગવાન;
સેવ્યા નહિ ગુરૂસંતને, મૂક્યું નહિ અભિમાન. ૧૫

સંતચરણ આશ્રય વિના, સાધન કર્યાં અનેક;
પાર ન તેથી પામિયો, ઉગ્યો ન અંશ વિવેક. ૧૬

સહુ સાધન બંધન થયાં, રહ્યો ન કોઇ ઉપાય;
સત્‌સાધન સમજ્યો નહિ, ત્યાં બંધન શું જાય? ૧૭

પ્રભુ પ્રભુ લય લાગી નહિ, પડયો ન સદ્‌ગુરૂ પાય;
દીઠા નહિ નિજ દોષ તો, તરિયે કોણ ઉપાય? ૧૮

અધમાધમ અધિકો પતિત, સકળ જગતમાં હુંય;
એ નિશ્ચય આવ્યા વિના, સાધન કરશે શુંય? ૧૯

પડી પડી તુજ પદપંકજે, ફરિ ફરિ માગું એજ;
સદ્ગુરૂ સંત સ્વરૂપ તુજ, એ દ્રઢતા કરી દેજ. ૨૦

શ્રીમદ્ રાજચંદ્ર.

# આલોચના પાઠ.

દોહા.

વંદો પાંચોં પરમગુરૂ, ચૌવીસોં જિનરાજ;
કહૂં શુદ્ધ આલોચના, શુદ્ધ કરનકે કાજ. ૧

સખી છંદ (૧૪ માત્રા)

સુનિયે જિન અરજ હમારી, હમ દોષ કિયે અતિ ભારી;
તિનકી અબ નિર્વૃત્તિકાજા, તુમ શરણ લહી જિનરાજા. ૨
ઇક બે તે ચઉ ઇન્દ્રી વા, મન-રહિત-સહિત જે જીવા;
તિનકી નહિ કરૂના ધારી, નિરદઇ હ્વૈ ઘાત વિચારી. ૩
સમરંભ સમારંભ આરંભ, મન વચ તન કીને પ્રારંભ;
કૃત કારિત મોદન કરિકૈં, ક્રોધાદિ ચતુષ્ટય ધરિકૈં. ૪
શત આઠ જુ ઇમ ભેદનતૈં, અઘ કીને પર છેદનતૈં;
તિનકી કહું કોલૌં કહાની, તુમ જાનત કેવલજ્ઞાની. ૫
વિપરીત એકાંત વિનયકે, સંશય અજ્ઞાન કુનયકે;
વશ હોય ઘોર અઘ કીને, વચતૈં નહિ જાત કહીને. ૬
કુગુરૂનકી સેવ જુ કીની, કેવલ અદયાકર ભીની;
યા વિધિ મિથ્યાત ભ્રમાયો, ચહુંગતિમધિ દોષ ઉપાયો. ૭
હિંસા પુનિ જૂઠ જુ ચોરી, પરવનિતાસોં દગ જોરી;
આરંભ પરિગ્રહ ભીનો, પનપાપ જુ યા વિધિ કીનો. ૮

સપરસ રસના ઘ્રાનનકો, ચખ કાન વિષય સેવનકો;
બહુ કરમ કિયે મનમાને, કછુ ન્યાય અન્યાય ન જાને. ૯

ફલ પંચ ઉદંબર ખાયે, મધુ માંસ મદ્ય ચિત ચાહે;
નહિ અષ્ટ મૂલગુણધારી, વિસન જુ સેયે દુઃખકારી. ૧૦

દુઈબીસ અભખ જિન ગાયે, સો ભી નિશદિન ભુંજાયે;
કછુ ભેદાભેદ ન પાયો, જ્યોં ત્યોં કર ઉદર ભરાયો. ૧૧

અનંતાન જુ બંધી જાનો, પ્રત્યાખ્યાન અપ્રત્યાખ્યાનો;
સંજ્વલન ચૌકરી ગુનિયે, સબ ભેદ જુ ષોડશ મુનિયે. ૧૨

પરિહાસ અરતિ રતિ શોગ, ભય ગ્લાનિ તિવેદ સંજોગ;
પનવીસ જુ ભેદ ભયે ઇમ, ઇનકે વશ પાપ કિયે હમ. ૧૩

નિદ્રાવશ શયન કરાઇ, સુપનેમધિ દોષ લગાઇ;
ફિર જાગિ વિષય-વન ધાયો, નાનાવિધ વિષફલ ખાયો. ૧૪

કિયે આહાર નિહાર વિહારા, ઇનમેં નહિ જતન વિચારા;
બિન દેખી ધરી ઉઠાઇ, બિન શોધી ભોજન ખાઇ. ૧૫

તબ હી પરમાદ સતાયો, બહુવિધ વિકલપ ઉપજાયો;
કછુ સુધિ બુધિ નાહિં રહી હૈ, મિથ્યામતિ છાય ગઇ હૈ. ૧૬

મરજાદા તુમ ઢિગ લીની, તાહૂમેં દોષ જુ કીની;
ભિન ભિન અબ કૈસેં કહિયે, તુમ જ્ઞાનવિષૈં સબ પઇયે ૧૭

હા! હા! મૈં દુઠ અપરાધી, ત્રસજીવનરાશિ વિરાધી;
થાવરકી જતન ન કીની, ઉરમેં કરૂણા નહિ લીની. ૧૮

પૃથિવી બહુ ખોદ કરાઈ, મહલાદિક જગાં ચિનાઇ;
બિનગાલ્યો પુનિ જલ ઢોલ્યો, પંખાતેં પવન વિલોલ્યો. ૧૯

હા ! હા ! મૈં અદયાચારી, બહુ હરિત જુ કાય વિદારી;
યા મધિ જીવનકે ખંદા, હમ ખાયે ધરિ આનંદા. ૨૦

હા ! મૈં પરમાદ બસાઈ, બિન દેખે અગનિ જલાઇ;
તા મધ્ય જીવ જે આયે, તે હૂ પરલોક સિધાયે. ૨૧

વિંધો અન્ન રાતિ પિસાયો, ઇંધન બિનસોધિ જલાયો;
ઝાડૂ લે જગાં બુહારી, ચિંટિઆદિક જીવ વિદારી. ૨૨

જલ છાનિ જીવાની કીની, સોહૂ પુનિ ડારિ જુ દીની;
નહિં જલ થાનક પહુંચાઇ, કિરિયા બિન પાપ ઉપાઈ. ૨૩

જલ મલ મોરિનમેં ગિરાયો, કૃમિકુલ બહુ ઘાત કરાયો;
નદિયનિ બિચ ચીર ધુવાયે, કોસનકે જીવ મરાયે. ૨૪

અન્નાદિક શોધ કરાઇ, તામૈં જુ જીવ નિસરાઇ;
તિનકા નહિં જતન કરાયા, ગરિયારે ધૂપ ડરાયા. ૨૫

પુનિ દ્રવ્ય કમાવન કાજે, બહુ આરંભહિંસા સાજે;
કિયે તિસનાવશ ભારી, કરૂના નહિં રંચ વિચારી. ૨૬

ઇત્યાદિક પાપ અનંતા, હમ કીને શ્રી ભગવંતા;
સંતતિ ચિરકાલ ઉપાઈ, વાનીતૈં કહિય ન જાઇ. ૨૭

તાકો જુ ઉદય જબ આયો, નાનાવિધિ મોહિ સતાયો,
ફલ ભુંજત જિય દુઃખ પાવૈ, વચતૈં કૈસે કરિ ગાવૈ. ૨૮

તુમ જાનત કેવલજ્ઞાની, દુઃખ દૂર કરો શિવથાની;
હમ તૌ તુમ શરન લહી હૈ, જિન તારન બિરદ સહી હૈ. ૨૯

જો ગાંવપતિ ઇક હોવે, સો ભી દુઃખિયા દુઃખ ખોવૈ;
તુમ તીન ભુવનકે સ્વામી, દુઃખ મેટો અંતરજામી. ૩૦

દ્રોપદીકો ચીર બઢાયો, સીતા પ્રતિ કમલ રચાયો;
અંજનસે કિયે અકામી, દુઃખ મેટો અંતરજામી. ૩૧
મેરે અવગુણ ન ચિતારો, પ્રભુ અપનો બિરદ નિહારો;
સબ દોષરહિત કરિ સ્વામી, દુઃખ મેટહુ અંતરજામી. ૩૨
ઈંદ્રાદિક પદવી ન ચાહૂં વિષયનિમેં નાહિં લુભાઊં;
રાગાદિક દોષ હરીજે, પરમાતમ નિજપદ દીજે. ૩૩

દોહા

દોષ રહિત જિનદેવજી, નિજપદ દીજ્યો મોય;
સબ જીવનકે સુખ બઢે, આનંદ મંગલ હોય. ૩૪
અનુભવ માણિક પારખી, જૌહરી આપ જિનંદ;
યેહિ વર મોહિ દીજીયે, ચરન શરન આનંદ ૩૫

આલોચનાપાઠ સમાપ્ત.

---

# સામાયિક–પાઠ ભાષા.

---

## ૧ પ્રતિક્રમણ કર્મ.

કાલ અનંત ભ્રમ્યો જગમેં સહિયે દુઃખ ભારી,
જન્મ મરણ નિત કિયે પાપકો હ્વૈ અધિકારી;
કોડિ ભવાંતર માહિં મિલન દુર્લભ સામાયિક,
ધન્ય આજ મૈં ભયો જોગ મિલિયો સુખદાયક. ૧

હે સર્વજ્ઞ જિનેશ ! કિયે જે પાપ જુ મેં અબ,
તે સબ મન વચન કાય યોગકી ગુપ્તિ બિના લભ;
આપ સમીપ હજૂરમાંહિ મેં ખડો ખડો સબ,
દોષ કહું સો સુનો કરો નઠ દુઃખ દેહિ જબ. ૨

ક્રોધ માન મદ લોભ મોહ, માયાવશ પ્રાની,
દુઃખ સહિત જે કિયે દયા તિનકી નાહિં આની;
બિના પ્રયોજન એકઇંદ્રિ બિ તિ ચઉ પંચેંદ્રિય,
આપ પ્રસાદહિં મિટે દોષ જો લગ્યો મોહિ જિય. ૩

આપસમેં ઇક ઠૌર થાપિકરિ જે દુઃખ દીને,
પેલિ દિયે પગતલેં દાબિકરિ પ્રાણ હરિને;
આપ જગતકે જીવ જિતે તિન સબકે નાયક,
અરજ કરૂં મેં સુનો દોષ મેટો દુઃખદાયક. ૪

અંજન આદિક ચોર મહા ઘનઘોર પાપમય,
તિનકે જે અપરાધ ભયે તે ક્ષમા ક્ષમા કિય;
મેરે જે અબ દોષ ભયે તે ક્ષમહુ દયાનિધિ,
યહ પડિકાણોં કિયો આદિ ષટકર્મમાહિં વિધિ. ૫

## ૨ પ્રત્યાખ્યાન કર્મ.

જો પ્રમાદ વશ હોય વિરાધે જીવ ઘનેરે,
તિનકો જો અપરાધ ભયો મેરે અઘ ઢેરે;
સો સબ જૂઠો હોહુ જગતપતિકે પરસાદૈ,
જા પ્રસાદતેં મિલે સર્વ સુખ, દુઃખ ન લાધૈ ૬

મેં પાપી નિર્લજ્જ દયાકરિ હીન મહાશઠ,
કિયે પાપ અતિ ઘોર પાપમતિ હોય ચિત્તદુઠ;

નિંદૂં હૂં મૈં બારબાર નિજ જિયકો ગરહૂં,
સબ વિધિ ધર્મ ઉપાય પાય ફિરિ પાપહિ કરહૂં. ૭

દુર્લભ હૈ નરજન્મ તથા શ્રાવકકુલ ભારી,
સત્સંગતિ સંયોગ ધર્મ જિન શ્રદ્ધા ધારી;
જિન વચનામૃત ધાર સમાવર્તૈ જિનવાની,
તો હૂ જીવ સँહારે ધિક્ ધિક્ ધિક્ હમ જાની. ૮

ઇંદ્રિયલંપટ હોય ખોય નિજ જ્ઞાનજમા સબ,
અજ્ઞાની જિમ કરૈ તિસી વિધિ હિંસક હ્વૈ અબ;
ગમનાગમન કરંતો જીવ વિરાધે ભોલે,
તે સબ દોષ કિયે નિંદૂ અબ મનવચતોલે. ૯

આલોચનવિધિ થકી દોષ લાગે જુ ઘનેરે,
તે સબ દોષ વિનાશ હોઉ તુમતૈં જિન મેરે;
બારબાર ઇસ ભાંતિ મોહ મદ દોષ કુટિલતા,
ઇર્ષાદિકતૈં ભયે નિંદિયે જે ભયભીતા. ૧૦

## ૩ સામાયિક કર્મ.

સબ જીવનમેં મેરે સમતાભાવ જગ્યો હૈ,
સબ જિય મોસમ સમતા રાખો ભાવ લગ્યો હૈ;
આર્ત્ત રૌદ્ર દ્વય ધ્યાન છાંડિ કરિહૂં સામાયિક,
સંયમ મો કબ શુદ્ધ હોય યહ ભાવબધાયિક. ૧૧

પૃથિવી જલ અર અગ્નિ વાયુ ચઉ કાય વનસ્પતિ,
પંચહિ થાવરમાંહિ તથા ત્રસજીવ બસૈં જિત;
બે ઇંદ્રિય તિય ચઉ પંચેંદ્રિયમાહિં જીવ સબ,
તિનસૈં ક્ષમા કરાઊં મઝપર ક્ષમા કરો અબ. ૧૨

ઇસ અવસરમેં મેરે સબ સમ કંચન અરૂ ત્રણ,
મહલ મસાન સમાન શત્રુ અર મિત્રહુ સમ ગણ;
જન્મન મરન સમાન જાન હમ સમતા કીની,
સામાયિકકા કાલ જિતે યહ ભાવ નવીની. ૧૩

મેરા હૈ ઇક આતમ તામેં મમત જુ કીનો,
ઔર સબૈ મમ ભિન્ન જાનિ સમતારસ ભીનો;
માત પિતા સુત બંધુ મિત્ર તિય આદિ સબૈં યહ,
મોતેં ન્યારે જાનિ યથારથ રૂપ કર્યો ગહ. ૧૪

મેં અનાદિ જગજાલમાહિં ફૅસિ રૂપ ન જાણ્યો,
એકેંદ્રિય દે આદિ જંતુકો પ્રાણ હરાણ્યો;
તે અબ જીવસમૂહ સુનો મેરી યહ અરજી,
ભવભવકો અપરાધ ક્ષમા કીજ્યો કરિ મરજી. ૧૫

## ૪ સ્તવન કર્મ.

નમોં રિષભ જિનદેવ અજિત જિન જીતિ કર્મકો,
સંભવ ભવદુઃખહરન કરન અભિનંદ શર્મકો;
સુમતિ સુમતિદાતાર તાર ભવસિંધુ પાર કર,
પદ્મપ્રભ પદ્માભ ભાનિ ભવભીતિ પ્રીતિ ધર. ૧૬

શ્રી સુપાર્શ્વ કૃતપાશ નાશ ભવ જાસ શુદ્ધકર,
શ્રી ચંદ્રપ્રભ ચંદ્રકાંતિસમ દેહ કાંતિધર;
પુષ્પદંત દમિ દોષકોષ ભવિ પોષ રોષહર,
શીતલ શીતલ કરન હરન ભવતાપ દોષહર. ૧૭

શ્રેયરૂપ જિનશ્રેય ધેય નિત સેય ભવ્યજન,
વાસુપૂજ્ય શત પૂજ્ય વાસવાદિક ભવભય હન;

વિમલ વિમલમતિ દેન અંતગત હૈ અનંત જિન,
ધર્મ શર્મ શિવકરન શાંતિ જિન શાંતિ વિધાયિન. ૧૮

કુંથુ કુંથુમુખ જીવપાલ અરનાથ જાલહર,
મલ્લિ મલ્લસમ મોહમલ્લ મારન પ્રચારધર;
મુનિસુવ્રત વ્રત કરન નમત સુરસંઘહિ નમિ જિન,
નેમિનાથ જિન નેમિ ધર્મરથમાંહિ જ્ઞાન ઘન. ૧૯

પાર્શ્વનાથ જિન પાર્શ્વઉપલ સમ મોક્ષરમાપતિ,
વર્દ્ધમાન જિન નમૌં વમૌં ભવદુ:ખ કર્મકૃત;
યા વિધિ મૈં જિનસંઘરૂપ ચઉવીસ સંખ્યધર,
સ્તઊં નમૂં હૂં બારબાર વંદૂં શિવસુખકર. ૨૦

## ૫ વન્દના કર્મ.

વંદૂં મૈં જિનવીર ધીર મહાવીર સુ સન્મતિ,
વર્દ્ધમાન અતિવીર વંદિ હૌં મનવચતનકૃત;
ત્રિશલાતનુજ મહેશ ધીશ વિદ્યાપતિ વંદૂં,
વંદૂં નિત પ્રતિ કનકરૂપતનુ પાપ નિકંદૂં. ૨૧

સિદ્ધારથ નૃપનંદ દ્વંદ દુખ દોષ મિટાવન,
દુરિત દવાનલ જ્વલિત જ્વાલ જગજીવ ઉધારન;
કુંડલપુર કરિ જન્મ જગત જિય આનંદકારન,
વર્ષ બહત્તરિ આયુ પાય સબહી દુ:ખ ટારન. ૨૨

સસ હસ્ત તનુ તુંગ ભંગ કૃત જન્મમરનભય,
બાલ બ્રહ્મમય જ્ઞેય હેય આદેય જ્ઞાનમય;
દે ઉપદેશ ઉધારિ તારિ ભવસિંધુ જીવઘન,
આપ બસે શિવમાહિં તાહિ બંદૌં મનવચતન. ૨૩

જાકે વંદનથકી દોષ દુઃખ દૂરહિ જાવે,
જાકે વંદનથકી મુક્તિતિય સન્મુખ આવૈ;
જાકે વંદનથકી વંદ્ય હોવૈં સુરગનકે,
ઐસે વીર જિનેશ વંદિહોં ક્રમયુગ તિનકે. ૨૪
સામાયિક ષટ્ કર્મમાહિં વંદન યહ પંચમ,
વંદે વીર જિનેંદ્ર ઈંદ્રશતવંદ્ય વંદ્ય મમ,
જન્મમરણ ભય હરે કરે અઘશાંતિ શાંતિમય,
મૈં અઘકોશ સુપોષ દોષકો દોષ વિનાશય. ૨૫

## ૬ કાયોત્સર્ગ કર્મ.

કાયોત્સર્ગવિધાન કરૂં અંતિમ સુખદાઈ,
કાય ત્યજનમય હોય કાય સબકો દુઃખદાઈ;
પૂરવ દક્ષિણ નમૂં દિશા પશ્ચિમ ઉત્તર મૈં,
જિનગૃહ વંદન કરૂં હરૂં ભવ પાપતિમિર મૈં. ૨૬
શિરોનતી મૈં કરૂં નમૂં મસ્તક કર ધરિકૈં,
આવર્તાદિક ક્રિયા કરૂં મનવચમદહરિકૈં;
તીનલોક જિનભવનમાહિં જિન હૈં જુ અકૃત્રિમ,
કૃત્રિમ હૈં દ્વયઅર્દ્ધદ્વીપમાહિં વંદો જિમ. ૨૭
આઠકોડિપરિ છપ્પન લાખ જુ સહસ સત્યાણૂં,
ચ્યારિ શતક પરિ અસી એક જિનમંદિર જાણૂં;
વ્યંતર જ્યોતિષિમાહિં સંખ્યરહિતે જિનમંદિર,
જિનગૃહ વંદન કરૂં હરહુ મમ પાપ સંઘકર. ૨૮
સામાયિક સમ નાહિં ઔર કોઉ વૈર મિટાયક,
સામાયિક સમ નાહિં ઔર કોઉ મૈત્રીદાયક;

શ્રાવક અણુવ્રત આદિ અંત સપ્તમ ગુણથાનક,
યહ આવશ્યક કિયે હોય નિશ્ચય દુ:ખહાનક. ૨૯
જે ભવિ આતમકાજકરણ ઉદ્યમકે ધારી,
તે સબ કાજ વિહાય કરો સામાયિક સારી;
રાગ દોષ મદ મોહ ક્રોધ લોભાદિક જે સબ,
બુધ 'મહાચંદ્ર' બિલાય જાય તાતેં કીજ્યો અબ ૩૦

સામાયિક પાઠ સમાપ્ત.



## મેરી ભાવના.

---

**સદ્‌ગુરૂ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ પદ, સેવાથી શુદ્ધ જ્ઞાન થશે;**
**અપર ઉપાસન કોટી કરો પણ, શ્રીહરિથી નહિ હેત થશે.**

(એ દેશી)

જિસને રાગદ્વેષકામાદિક જીતે, સબ જગ જાન લિયા,
સબ જીવોંકો મોક્ષમાર્ગકા નિસ્પૃહ હો ઉપદેશ દિયા;
બુદ્ધ વીર જિન હરિ હર બ્રહ્મા, યા ઉસકો સ્વાધીન કહો,
ભક્તિ ભાવસેં પ્રેરિત હો યહ, ચિત્ત ઉસીમેં લીન રહો. ૧

વિષયોંકી આશા નહિં જિનકે, સામ્ય ભાવ ધન રખતે હૈં,
નિજ પરકે હિત સાધનમેં જો, નિશદિન તત્પર રહતે હૈં;

સ્વાર્થત્યાગકી કઠિન તપસ્યા, બિના ખેદ જો કરતે હૈં,
ઐસે જ્ઞાની સાધુ જગતકે, દુઃખસમૂહકો હરતે હૈં. ૨

રહે સદા સત્સંગ ઉન્હીંકા, ધ્યાન ઉન્હીંકા નિત્ય રહે,
ઉનહી જૈસી ચર્યામેં યહ, ચિત્ત સદા અનુરક્ત રહે;
નહીં સતાઊં કીસી જીવકો, જૂઠ કભી નહિ કહા કરૂં,
પરધન વનિતા પર ન લુભાઉં, સંતોષામૃત પિયા કરૂં. ૩

અહંકારકા, ભાવ ન રક્ખૂં, નહીં કિસી પર ક્રોધ કરૂં,
દેખ દૂસરોંકી બઢતીકો, કભી ન ઇર્ષા-ભાવ ધરૂં;
રહે ભાવના ઐસી મેરી, સરલ સત્ય વ્યવહાર કરૂં,
બને જહાંતક ઇસ જીવનમેં, ઔરોંકા ઉપકાર કરૂં. ૪

મૈત્રીભાવ જગતમેં મેરા, સબ જીવોંસે નિત્ય રહે,
દીન-દુખી જીવોંપર મેરે, ઉરસે કરૂણાસ્રોત બહે;
દુર્જન-ક્રૂર-કુમાર્ગરતોં પર, ક્ષોભ નહીં મુઝકો આવે,
સામ્યભાવ રક્ખૂં મેં ઉનપર, ઐસી પરિણતિ હો જાવે. ૫

ગુણીજનોંકો દેખ હૃદયમેં, મેરે પ્રેમ ઉમડ આવે,
બને જહાંતક ઉનકી સેવા, કરકે યહ મન સુખ પાવે;
હોઊ નહી કૃતઘ્ન કભી મેં, દ્રોહ ન મેરે ઉર આવે,
ગુણ ગ્રહણકા ભાવ રહે નિત, દૃષ્ટિ ન દોષોં પર જાવે. ૬

કોઇ બુરા કહો યા અચ્છા, લક્ષ્મી આવે યા જાવે,
લાખો વર્ષોં તક જીઊં યા, મૃત્યુ આજ હી આજાવે;
અથવા કોઇ કૈસા હી ભય, યા લાલચ દેને આવે,
તો ભી ન્યાયમાર્ગસેં મેરા કભી ન પદ ડિગને પાવે. ૭

હોકર સુખમેં મગ્ન ન ફૂલે, દુખમેં કભી ન ઘભરાવે,
પર્વત નદી સ્મશાન ભયાનક, અટવીસે નહિં ભય ખાવે;

રહે અડોલ-અકંપ નિરન્તર, યહ મન દ્રઢતર બન જાવે,
ઇષ્ટ વિયોગ-અનિષ્ટયોગમેં, સહનશીલતા દિખલાવે. ૮
સુખી રહેં સબ જીવ જગતકે, કોઇ કભી ન ઘબરાવે,
વૈર પાપ-અભિમાન છોડ જગ, નિત્ય નયે મંગલ ગાવે;
ઘરઘર ચર્ચા રહે ધર્મકી, દુષ્કૃત દુષ્કર હો જાવેં,
જ્ઞાન ચરિત ઉન્નત કર અપના, મનુજ જન્મફલ સબ પાવેં ૯
ઇતિ-ભીતિ વ્યાપે નહિં જગમેં, વૃષ્ટિ સમય પર હુઆ કરે,
ધર્મનિષ્ઠ હોકર રાજા ભી, ન્યાય પ્રજાકા કિયા કરે;
રોગ-મરી- દુર્ભિક્ષ ન ફૈલે, પ્રજા શાન્તિસે જિયા કરે,
પરમ અહિંસા-ધર્મ જગતમેં, ફૈલ સર્વ હિત કિયા કરે. ૧૦
ફૈલે પ્રેમ પરસ્પર જગમેં, મોહ દૂર પર રહા કરે,
અપ્રિય-કટુક-કઠોર-શબ્દ નહિં કોઇ મુખસે કહા કરે;
બનકર સબ 'યુગ-વીર' હૃદયસે, દેશોન્નતિરત રહા કરે,
વસ્તુસ્વરૂપ વિચાર ખુશીસે, સબ દુઃખ-સંકટ સહા કરે. ૧૧

---

ૐ

## सत्

ત્રોટક છંદ.

યમ નિયમ સંયમ આપ કિયો,
પુનિ ત્યાગ વિરાગ અથાગ લહ્યો.
વનવાસ લિયો મુખ મૌન રહ્યો,
દ્રઢ આસન પદ્મ લગાય દિયો. ૧

મનપૌન નિરોધ સ્વબોધ કિયો,
હઠજોગ પ્રયોગ સુ તાર ભયો,
જપ ભેદ જપે તપ ત્યોંહિ તપે,
ઉરસેંહિ ઉદાસિ લહી સબપેં. ૨

સબ શાસ્ત્રનકે નય ધારિ હિયે,
મત મંડન ખંડન ભેદ લિયે;
વહ સાધન બાર અનંત કિયો,
તદપિ કછુ હાથ હજુ ન પર્યો. ૩

અબ ક્યોં ન બિચારત હૈ મનસેં,
કછુ ઓર રહા ઉન સાધનસેં?
બિન સદ્ગુરુ કોય ન ભેદ લહે,
મુખ આગલ હૈં કહ બાત કહે? ૪

કરૂના હમ પાવત હૈ તુમકી,
વહ બાત રહી સુગુરૂ ગમકી,
પલમેં પ્રગટે મુખ આગલસેં,
જબ સદ્ગુરૂચર્ન સુપ્રેમ બસેં. ૫

તનસેં મનસેં ધનસેં સબસેં,
ગુરૂદેવકિ આન સ્વઆત્મ બસેં;
તબ કારજ સિદ્ધ બને અપનો,
રસ અમૃત પાવહિ પ્રેમ ઘનો. ૬

વહ સત્ય સુધા દરશાવહિંગે,
ચતુરાંગુલ હૈ દ્રગસેં મિલહે;
રસદેવ નિરંજનકો પિવહી,
ગહિ જોગ જુગોજુગ સો જીવહી ૭

પર પ્રેમ પ્રવાહ બઢે પ્રભુસેં,
સબ આગમ ભેદ સુ ઊર બસેં;
વહ કેવલકો બિજ ગ્યાનિ કહે,
નિજકો અનુભૌ બતલાઇ દિયે. ૮

શ્રીમદ્ રાજચંદ્ર

---

## ક્ષમાપના.

હે ભગવન્! હું બહુ ભૂલી ગયો, મેં તમારાં અમૂલ્ય વચનોને લક્ષમાં લીધાં નહીં. મેં તમારાં કહેલાં અનુપમ તત્ત્વનો વિચાર કર્યો નહીં. તમારા પ્રણીત કરેલા ઉત્તમ શીલને સેવ્યું નહીં. તમારાં કહેલાં દયા, શાંતિ, ક્ષમા અને પવિત્રતા મેં ઓળખ્યાં નહીં. હે ભગવન! હું ભૂલ્યો, આથડ્યો, રઝળ્યો અને અનંત સંસારની વિટંબનામાં પડ્યો છઉં. હું પાપી છઉં બહુ મદોન્મત્ત અને કર્મ રજથી કરીને મલીન છઉં. હે પરમાત્મા! તમારાં કહેલાં તત્ત્વ વિના મારો મોક્ષ નથી. હું નિરંતર પ્રપંચમાં પડ્યો છઉં; અજ્ઞાનથી અંધ થયો છઉં; મારામાં વિવેકશક્તિ નથી, અને હું મૂઢ છઉં, હું નિરાશ્રિત છઉં, અનાથ છઉં. નિરાગી પરમાત્મા! હવે હું તમારૂં, તમારા ધર્મનું અને તમારા મુનિનું શરણ ગ્રહું છઉં. મારા અપરાધ ક્ષય થઇ હું તે સર્વ પાપથી મુક્ત થઉં એ મારી અભિલાષા છે. આગળ કરેલાં પાપોનો હું હવે પશ્ચાત્તાપ કરૂં છઉં. જેમ જેમ હું સૂક્ષ્મ વિચારથી ઉંડો ઉતરૂં છઉં, તેમ તેમ તમારા તત્ત્વના ચમત્કારો મારા સ્વરૂપનો પ્રકાશ કરે છે. તમે

નિરાગી, નિર્વિકારી, સચ્ચિદાનંદ સ્વરૂપ, સહજાનંદી, અનંત જ્ઞાની, અનંતદર્શી અને ત્રૈલોક્યપ્રકાશક છો હું માત્ર મારા હિતને અર્થે તમારી સાક્ષીએ ક્ષમા ચાહું છઉં. એક પળ પણ તમારાં કહેલાં તત્ત્વની શંકા ન થાય, તમારા કહેલા રસ્તામાં અહોરાત્ર હું રહું, એજ મારી આકાંક્ષા અને વૃત્તિ થાઓ! હે સર્વજ્ઞ ભગવન ! તમને હું વિશેષ શું કહું? તમારાથી કંઇ અજાણ્યું નથી માત્ર પશ્ચાત્તાપથી હું કર્મજન્ય પાપની ક્ષમા ઇચ્છું છઉં.

ૐ શાંતિ: શાંતિ: શાંતિ:

વિ. સં. ૧૯૪૧ શ્રીમદ્ રાજચંદ્ર

---

भीम्मण नरय गइए, तिग्यि गइए कुदेवमणुय गइए;
पत्तो सि तीव दुःखं. भावहि जिण भावणा जीव.

ભયંકર નરકગતિમાં, તિર્યંચગતિમાં અને માઠી દેવ તથા મનુષ્યગતિમાં હે જીવ ! તું તીવ્ર દુ:ખને પામ્યો. માટે હવે તો જિનભાવના ( જિન ભગવાન જે પરમશાંત રસે પરિણમી સ્વરૂપસ્થ થયા તે પરમશાંતસ્વરૂપ ચિંતવના ) ભાવ, ચિંતવ. ( કે જેથી તેવાં અનંત દુ:ખોનો આત્યંતિક વિયોગ થઇ પરમ અવ્યાબાધ સુખસંપત્તિ સંપ્રાપ્ત થાય. )

ૐ શાંતિ: શાંતિ: શાંતિ:

સ્વર્ગીય કવિવર રૂપચંદ્રજી પાંડે કૃત

# જિનેંદ્ર પંચકલ્યાણક.

---

મંગલગીત યા પંચમંગલ

[1]પણવિવિ પંચ પરમગુરૂ, [2]ગુરૂ જિનસાસનો,
સકલસિદ્ધિદાતાર, સુ વિઘનવિનાસનો;
સારદ અરૂ ગુરૂ ગૌતમ, સુમતિપ્રકાસનો,
મંગલકર ચઉસંઘહિ, પાપપણાસનો.

પાપહિ પણાસન ગુણહિં ગરૂવા, દોષ અષ્ટાદશ-[3]રહિઉ,
ધરિ ધ્યાન કરમ વિનાસિ કેવલ,-જ્ઞાન અવિચલ જિન લહિઉ,
પ્રભુ પંચકલ્યાણક-વિરાજિત, સકલ સુર નર ધ્યાવહીં,
ત્રૈલોકનાથ સુદેવ જિનવર, જગત મંગલ ગાવહીં. ૧

. ગર્ભકલ્યાણક:—

જાકે ગરભકલ્યાનક, [4]ધનપતિ આઈઓ,
[5]અવધિગ્યાન-પરવાન, સુઇન્દ્ર પઠાઇયો;
રચિ નવ બારહ જોજન, [6]નયરિ સુહાવની,
કનકર[7]યણમણિમંડિત, મંદિર અતિ બની.

---

૧ પ્રણમામિ—અર્થાત્ નમસ્કાર કરૂં છું. ૨ મહાન્—મોટા
૩ રહિત. ૪ કુબેર. ૫ અવધિજ્ઞાનથી જાણીને ૬ નગરી. ૭ રત્ન.

અતિ બની પૌરિ પગાર પરિખા, સુવન ઉપવન સોહએ,
નર નારિ સુંદર ચતુરભેખ સુ, દેખ જનમન મોહએ;
તહઁ જનકગૃહ છહ માસ પ્રથમહિં, રતનધારા બરસિયો,
પુનિ રૂચિકવાસિનિ જનનિ-સેવા, કરહિં સબ વિધિ હરસિયો ૨

**સુરકુંજરસમ[1] કુંજર, ધવલ[2] ધુરંધરો[3],**
**કેસરિ કેસરસોભિત[4], નખસિખસુંદરો;**
**કમલા કલસ-ન્હવન, દુઈદામ[5] સુહાવની,**
**રવિસસિમંડલ મધુર, મીનજુગ[6] પાવની.**

પાવન કનક ઘટ જુગમ પૂરન, કમલકલિત[7] સરોવરો,
કલ્લોલમાલાકુલિત[8] સાગર, સિંહપીઠ[9] મનોહરો;
રમણીક અમરવિમાન[10] ફણિપતિ[11],-ભવન ભુવિ છવિ છાજએ,
રૂચિ રતનરાસિ દિપંત દહન[12] સુ, તેજપુંજ વિરાજએ. ૩

**યે સખિ સોરહ સુપને, સૂતી સયનહીં[13],**
**દેખે માય મનોહર, પચ્છિમ-રયનહીં[14];**
**ઉઠિ પ્રભાત પિય પૂછિયો, અવધિ પ્રકાસિયો,**
**ત્રિભુવન પતિ સુત[15] હોસી, ફલ તિહઁ ભાસિયો.**

---

૧ ઐરાવત હાથીના સમાન ૨ સફેદ. ૩ બલદ. ૪ જેની ગર્દન પર કેસર (અયાલ) શોભિત છે. ૫ બે માલા. ૬ બે માછલી. ૭ કમલો સહિત. ૮ લ્હેરોથી ઉછલતો. ૯ સિંહાસન. ૧૦ દેવાનું વિમાન. ૧૧ ધરણેંદ્રનું ભુવન. ૧૨ જલતી આગ. ૧૩ શય્યાપર. ૧૪ પાછલી રાતમાં. ૧૫ પુત્ર થશે.

ભાસિયો ફલ તિહિ ચિંતિ[1] દંપતિ, પરમ આનંદિત ભએ,
છહમાસપરિ નવમાસ પુનિ તહઁ, રયન દિન સુખસૌં ગએ;
ગર્ભાવતાર મહંત મહિમા, સુનત સબ સુખ પાવહીં,
ભણિ[2] 'રૂપચંદ' સુદેવ જિનવર, જગત મંગલ ગાવહીં. ૪

---

જન્મકલ્યાણક:—

**મતિ-શ્રુત[3]-અવધિવિરાજિત, જિન જબ જનમિયો,**
**તિહૂઁલોક ભયો છોભિત, સુરગન ભરમિયો;**
**કલ્પવાસિઘર ઘંટ, અનાહદ બજ્જિયા,**
**જોતિસિ-ઘર હરિનાદ[4], સહજ ગલગજ્જિયા,**

ગજ્જિયા સહજહિ સંખ ભાવન-ભુવન[5] સબદ સુહાવને,
વિંતરનિલય[6] પટુ પટહ બજ્જહિં, કહત મહિમા ક્યોં બને;
કંપિત સુરાસન અવધિ બલ જિન-જનમ નિહચૈ જાનિયો,
ધનરાજ[7] તબ ગજરાજ માયા,-મયી નિરમયો[8] આનિયો ૫

**જોજન લાખ ગયંદ, વદન-સૌ[9] નિરમએ,**
**વદન વદન વસુ દંત, દંત સર સંઠએ[10]:**
**સર સર સૌ-પનવીસ[11], કમલિની[12] છાજહીં,**
**કમલિનિ કમલિનિ કમલ, પચીસ વિરાજહીં.**

---

૧ વિચાર કરી. ૨ 'જન' પાઠ. પણ છે. ૩ શ્રુતજ્ઞાન. ૪ સિંહ-નાદ. ૫ ભવન વાસી દેવોના ઘર પર. ૬ વ્યંતરોના ઘર પર. ૭ કુબેર. ૮ બનાવી. ૯ એક સો મુખ. ૧૦ સંસ્થિત કર્યું—બનાવ્યું. ૧૧ એકસો પચીસ ૧૨. કમલોની વેલો.

રાજ હિ કમલિની કમલ ઠોતર[1] સૌ મનોહર દલ બને,
દલ-દલહિં[2] અપછર નટઈ નવરસ, હાવભાવ સુહાવને;
મણિ કનકકિંકણિ વર વિચિત્ર, સુ અમરમંડપ સોહએ,
ગર ઘંટ ચૅંવર ધુજા પતાકા, દેખિ ત્રિભુવન મોહએ. ૬

**તિહિં કરિ[3] હરિ ચઢિ આયઉ, સુરપરિવારિયો[4],**
**પુરહિ પ્રદચ્છન દે ત્રય, જિન જયકારિયો[5];**
**ગુપ્ત જાય જિન-જનનિહિં[6], સુખ નિદ્રા રચી,**
**માયામય સિસુ રાખિ તૌ[7], જિન આન્યોં સચી[8].**

આન્યો સચિ જિનરૂપ નિરખત, નયન ત્રિપતિ ન હૂજિયે[9],
તબ પરમહરષિત હૃદયહરના[10], સહસ[11] લોચન પૂજિયે[12];
પુનિ કરિ પ્રણામ જુ પ્રથમ ઇંદ્ર, ઉછંગ ધરિ પ્રભુ લીનઉ,
ઇસાન ઇંદ્ર સુ ચંદ્ર છવિ સિર છત્ર પ્રભુકે દીનઉ. ૭

**સનતકુમાર મહેન્દ્ર, ચમર દુઇ ઢારહીં.**
**સેસ સક્ર[13] જયકાર, સબદ ઉચ્ચારહીં;**
**ઉચ્છવસહિત ચતુરવિધ, સુર હરખિત ભએ.**
**જોજન સહસ નિન્યાનવૈ, ગગન ઉલંઘિ ગએ.**

---

૧ અષ્ટોત્તરશત=એકસૌ આઠ. ૨ પાનપાન પર. ૩ હાથી પર. ૪ પરિવારતઃ=પરિવાર સહિત. ૫ જયકારિત=જિનેંદ્ર ભગવાનની જય જય કરતા. ૬ ભગવાનની માતાને. ૭ ભગવાનને. ૮ ઇંદ્રાણિને લાવી આપ્યો. ૯ થાય. ૧૦ હૃદયને હરવાવાલો— મનોહર. ૧૧ હજાર નેત્ર. ૧૨ પૂર્ણ કર્યું=બનાવ્યું. ૧૩ ઇંદ્ર.

લંઘિ ગયે સુરગિરિ જહાઁ પાંડુક—વન વિચિત્ર વિરાજહી,
પાંડુક શિલા તહઁ અર્ધચંદ્રસમાન મણિ છવિ છાજહી;
જોજન પચાસ વિસાલ દુગુણાયામ,[1] વસુ ઊંચી ગની,
વર અષ્ટ મંગલ કનક કલસનિ, સિંહપીઠ સુહાવની. ૮

રચિ મણિમંડપ સોભિત, મધ્ય સિંહાસનો,
થાપ્યો પૂરવ-મુખ તહાઁ પ્રભુ કમલાસનો;
બાજઇ તાલ મૃદંગ, ભેરિ વીણા ઘને,
દુંદુભિ[2]પ્રમુખમધુરધુનિ, અવર જુ બાજને.[3]

બાજને બાજહિં સચી સબ મિલિ, ધવલ મંગલ ગાવહીં,
પુનિ કરહિં નૃત્ય સુરાંગના સબ, દેવ કૌતુક ધાવહીં;
ભરિ છીરસાગર-જુલ જુ હાથહિં, હાથ સુરગન લ્યાવહીં,
સૌધર્મ અરૂ ઇસાનઇંદ્ર સુ કલસ લે પ્રભુ ન્યાવહીં.[4] ૯

વદન-ઉદર[5] અવગાહ, કલસગત જાનિએ,
એક ચાર વસુ જોજન, માન પ્રમાનિએ;
સહસ-અઠોતર[6] કલસા, પ્રભુકે સિર ઢરે,
પુનિ સિંગાર પ્રમુખ આ-ચાર સબઇ કરે.

કરિ પ્રગટ પ્રભુ મહિમામહોચ્છવ, આનિ પુનિ[7] માતહિં દયો,
ધનપતિહિં સેવા રાખિ સુરપતિ, આપ સુરલોકહિં ગયો;

---

૧ એ ઘણી લાંબી. ૨ દુંદુભી આદિ મોટા અવાજવાલા. ૩ વાજાં. ૪ સ્નાન—અભિષેક કરાવતા હતા. ૫ કલશોના મુખ અને પેટનો વિસ્તાર. ૬ એક હજાર આઠ. ૭ લાવીને

જનમાભિષેક મહંત મહિમા, સુનત સબ સુખ પાવહીં,
જન 'રૂપચંદ' સુદેવ જિનવર, જગત મંગલ ગાવહીં. ૧૦

---

૩. તપકલ્યાણક:—

**[૧]શ્રમજલરહિત સરીર, સદા સબ મલ[૨]રહિઉ,**
**છીર-બરન વર રૂ[૩]ધિર, પ્ર[૪]થમઆકૃતિ લહિઉ;**
**[૫]પ્રથમ સારસંહનન, સરૂપ વિરાજહીં.**
**સહજ સુગંધ સુલચ્છન,-મંડિત છાજહીં**
છાજહિ અતુલ બલ પરમ પ્રિય હિત, મધુર વચન સુહાવને,
દસ સહજ અતિશય સુભગ મૂરતિ, બાલલીલ કહાવને;
આબાલ કાલ ત્રિલોકપતિ મન, રૂચિત ઉચિત જુ નિત નએ,
અમરોપનીત[૬] પુનીત અનુપમ, સકલ ભોગ વિભોગએ ૧૧
**[૭]ભવતન-ભોગ-વિરત્ત, કદાચિત ચિંત[૮]એ,**
**ધન જોબન પિય પુત્ત, કલત્ત [૯]અનિત્ત એ;**
**કોઉ ન સરન મરનદિન, દુઃખ ચહુંગતિભર્યો,**
**સુખ દુઃખ એકહિ ભોગત, જિય વિધિવ[૧૦]સ પર્યો.**
પર્યો વિધિવસ [૧૧]આન ચેતન, આન જડ જુ કલે[૧૨]વરો,
તન અસુચિ, પ[૧૩]રતે હોય આસ્રવ, પરિહ[૧૪]રતેં સંવરો;

---

૧ પસીના રહિત. ૨ સર્વ પ્રકારના મલથી રહિત. ૩ દૂધના રંગ જેવું રક્ત. ૪ સમચતુરસ્રસંસ્થાન. ૫ વજ્રૠષભનારાચ સંહનન. ૬ દેવો દ્વારા લાવેલું. ૭ સંસાર, શરીર અને ભોગોથી વિરક્ત બની. ૮ ચિંતન કર્યું. ૯ અનિત્ય. ૧૦ કર્મોને વશ. ૧૧ અન્ય ૧૨ શરીર. ૧૩ પર અર્થાત્ પુદ્ગલાદિ પરપદાર્થોમાં રાગદ્વેષ થવાથી. ૧૪ ત્યાગવાથી સંવર હોય છે.

નિરજરા તપબલ[1] હોય, સમકિત વિન સદા ત્રિભુવન ભમ્યો,
દુર્લભ વિવેક વિના ન કબહૂં, પરમ ધરમવિષૈ રમ્યો. ૧૨

યે પ્રભુ બારહ પાવન[2], ભાવન ભાઇયા,
લૌકાંતિક વર દેવ, નિયોગી આઇયા;
કુસુમાંજલિ દે ચરન–કમલ સિર નાઇયો,
સ્વયંબુદ્ધ પ્રભુ થુતિ[3] કરિ, તિન સમુઝાઇયો.

સમુઝાય પ્રભુકો ગયે નિજપદ[4], પુનિ મહોચ્છવ હરિ કિયો,
રુચિરુચિર[5] ચિત્ર વિચિત્ર સિબિકા[6], કર[7] સુનંદન[8]–બન લિયો;
તહઁ પંચમૂઠી લોચ કીનો, પ્રથમ સિદ્ધનિ નુતિ[9] કરી,
મંડિય મહાવ્રત પંચ દુદ્ધર, સકલ પરિગહ પરિહરી. ૧૩

મણિમયભાજન[10] કેશ, પરિઠ્ઠિય[11] સુરપતી,
છીર–સમુદ્ર–જલ ખિપકરિ, ગયો અમરાવતી[12];
તપ સંજમબલ પ્રભુકો, મનપરજય ભયો,
મૌનસહિત તપ કરત, કાલ કછુ તહઁ ગયો.

ગયો કછુ તહઁકાલ તપબલ, રિદ્ધિ વસુ વિધિ સિદ્ધિયા;
જસુ ધર્મધ્યાનબલેન[13] ખયગય[14], સસ પ્રકૃતિ પ્રસિદ્ધિયા;

---

૧ તપથી નિર્જરા હોય છે. ૨ પવિત્ર. ૩ સ્તુતિ. ૪ પોતાના સ્થાનને ૫ પોતાની રૂચિને પ્રિય ૬ સિબિકા–પાલખી. ૭ બનાવી. અતિશય આનન્દદાયક વનમાં. ૯ નમસ્કાર. ૧૦ પાત્રમાં ૧૧ સ્થાપન કરીને. ૧૨ સ્વર્ગપુરીમાં. ધર્મધ્યાનના બલથી ૧૪ ક્ષય ગઇ.

ખિપિ સાતયેં[1] ગુણ જતન વિન તહૂઁ, તીન પ્રકૃતિ જુ બુધિ બઢિઉ,
કરિ કરણ[2] તીન પ્રથમ સુકબલ, ખિપકસેની પ્રભુ ચઢિઉ. ૧૪

**પ્રકૃતિ છતીસ નવૈં ગુણ,-થાન વિનાસિયા,**
**દસવેં સૂચ્છમલોભ,-પ્રકૃતિ તહઁ નાસિયા;**
**સુકલ ધ્યાન પદ દૂજૌ, પુનિ પ્રભુ પૂરિયો,**
**બારહવેં[3]-ગુણ સોરહ, પ્રકૃતિ જુ ચૂરિયો.**

ચૂરિયો ત્રેસઠિ પ્રકૃતિ ઇહવિધ, ઘાતિયા કરમનિતની,
તપ કિયો ધ્યાન પ્રયંત બારહ,-વિધ ત્રિલોકસિરોમની;
નિઃક્રમણકલ્યાનક[4] સુ મહિમા, સુનત સબ સુખ પાવહીં,
જન 'રૂપચંદ' સુદેવ જિનવર, જગત મંગલ ગાવહીં. ૧૫

૪. જ્ઞાનકલ્યાણકઃ-

**તેરહવૈં ગુણ-થાન, સયોગી જિનેસુરો,**
**અનંતચતુષ્ટયમંડિત, ભયો પરમેસુરો;**
**સમવસરન તબ ધનપતિ, બહુવિધ નિરમયો[5],**
**આગમજુગતિપ્રમાણ, ગગનતલ પરિઠયો.**

પરિઠયો ચિત્રવિચિત્ર મણિમય, સભા મંડપ સોહએ,
તિહિ મધ્ય બારહ બને કોઠે, બનક સુરનર મોહએ;

૧ સાતમા ગુણસ્થાનમાં. ૨ અધઃકરણ, અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણ એ ત્રણ. ૩ બારમા ગુણસ્થાનમાં. ૪ તપકલ્યાણની ૫ નિર્માણ કર્યું-બનાવ્યું

મુનિકલ્પવાસિનિ અરજિકા પુનિ, જ્યોતિ-ભૌમ-ભુવન તિયા,
પુનિ, ભવન વ્યંતર નભગ સુર નર, પસુનિ કોઠે બૈઠિયા. ૧૬

**મધ્યપ્રદેસ તીન, મણિપીઠ તહાં બને,**
**ગંધકુટી સિંહાસન, કમલ સુહાવને;**
**તીન છત્ર સિર સોહત, ત્રિભુવન મોહએ,**
**અંતરીચ્છ કમલાસન, પ્રભુતન સોહએ.**

સોહએ ચોસઠિ ચમર ઢરત, અસોકતરૂ તલ છાજએ,
પુનિ દિવ્યધુનિ પ્રતિસબદ જુત તહઁ, દેવ દુંદુભિ બાજએ;
સુરપુહપવૃષ્ટિ સુપ્રભામંડલ, કોટિ રવિ છબિ છાજએ,
ઇમિ અષ્ટ અનુપમ પ્રાતિહારજ, વર વિભૂતિ વિરાજએ ૧૭

**દુઇસૈ જોજન માન, સુભિચ્છ[1] ચહૂં દિસી,**
**ગગનગમન અરૂ પ્રાણી,-વધ નહિ અહનિસી[2];**
**નિરૂપસર્ગ નિરહાર, સદા જગદીસએ,**
**આનન[3] ચાર ચહૂં દિસિ, સોભિત દીસએ.**

દીસય અસેસ વિસેસ વિદ્યા, વિભવ વર ઇસુરપનો,
છાયા વિવર્જિત શુદ્ધ ફટિક સમાન તન પ્રભુકો બનો;
નહિં નયન પલક પતન કદાચિત, કેસ નખ સમ છાજહીં,
યે ઘાતિયાછયજનિત અતિસય, દસ વિચિત્ર વિરાજહીં. ૧૮

**સકલ અરથમય માગધિ ભાષા જાનિયે,**
**સકલ જીવગત મૈત્રી ભાવ બખાનિયે;**

---

૧ સુભિક્ષ-સુકાલ. ૨ રાતદિન, નિરંતર. ૩ મુખ.

**સકલ રિતુજ ફલ ફૂલ, વનસ્પતિ મન હરૈ,**
**દરપનસમ મનિ અવનિ, પવન ગતિ અનુસરૈ.**

અનુસરૈ પરમાનન્દ સબકૌ, નારિ નર જે સેવતા,
જોજન પ્રમાણુ ધરા સુમાર્જહિં, જહાં મારૂતદેવતા[1];
પુનિ કરહિં મેઘકુમાર, ગંધોદક સુવૃષ્ટિ સુહાવની,
પદકમલતર સુર ખિપઇ કમલ સુ, ધરણિ સસિસોભા બની, ૧૯

**અમલ ગગન તલ અરૂ દિસિ તહઁ અનુહારહીં,**
**ચતુરનિકાય દેવગણ, જય જયકારહીં;**
**ધર્મ ચક્ર ચલે આગ, રવિ જહઁ લાજહીં,**
**પુનિ ભૃંગાર[2]-પ્રમુખ વસુ, મંગલ રાજહીં.**

રાજહીં ચૌદહ ચારુ[3] અતિસય, દેવરચિત સુહાવને,
જિનરાજ કેવલજ્ઞાનમહિમા, અવર કહત કહા બને;
તબ ઇન્દ્ર આન કિયો મહોચ્છવ, સભા સોભિત અતિ બની,
ધરમોપદેસ દિયો તહાં, ઉચ્છરિય[4] વાણી જિનતણી. ૨૦

**છુધા તૃષા અરૂ રાગ, દ્વેષ અસુહાવને,**
**જનમ જરા અરૂ મરણ, ત્રિદોષ ભયાવને;**
**રોગ સોગ ભય વિસ્મય, અરૂ નિદ્રા ઘણી,**
**ખેદ સ્વેદ મદ મોહ, અરતિ ચિન્તા ગણી.**

ગણિયે અઠારહ દોષ તિનકરિ, રહિત દેવ નિરંજનો,
નવ પરમ કેવલલબ્ધિમંડિત, સિવરમનિ-મનરંજનો;

---

૧ વાયુકુમારના દેવ. ૨ ઝારી આદિ આઠ મંગલ દ્રવ્ય. ૩ સુંદર. ૪ ખરી.

શ્રી જ્ઞાનકલ્યાણક સુમહિમા સુનત સબ સુખ પાવહીં,
જન 'રૂપચંદ' સુદેવ જિનવર, જગત મંગલ ગાવહીં. ૨૧

---

૫ નિર્વાણ કલ્યાણકઃ—

કેવલદૃષ્ટિ ચરાચર, દેખ્યો જારિસો,[1]
ભવ્યનિપ્રતિ ઉપદેસ્યો, જિનવર તારિસો;[2]
ભવભયભીત મહાજન, સરણે આઇયા.
રત્નત્રયલચ્છન, સિવ પંથનિ લાઇયા.

લાઇયા પંથ જુ ભવ્ય પુનિ પ્રભુ, તૃતિય સુકલ જુ પૂરિયો,
તજિ તેરહેં ગુણથાન જોગ, અજોગપથ પગ ધારિયો;
પુનિ ચૌદહેં ચોથે સુકલબલ, બહત્તર તેરહ હતી,
ઇમિ ઘાતિ વસુ વિધિ કર્મ પહુંચ્યો, સમયમેં પંચમગતી ૨૨

લોકસિખર તનુવાત,-વલયમહં સંઠિયો.
ધર્મદ્રવ્યવિન ગમન ન, જિહિ આગેં કિયો;
મયનરહિત[3] મૂષોદર,[4] અંબર[5] જારિસો;[6]
કિમપિ[7] હીન[8] નિજતનુતૈં, ભયો પ્રભુ તારિસો.[9]

તારિસો પર્જય નિત્ય અવિચલ, અર્થપરિજય છનછયી,
નિશ્ચયનયેન[10] અનંતગુણ, વિવહાર નય વસુગુણમયી;
વસ્તુ સ્વભાવ વિભાવવિરહિત, સુદ્ધ પરિણતિ પરિણયો,
ચિદ્રૂપ પરમાનંદમંદિર, સિદ્ધ પરમાતમ ભયો. ૨૩

---

૧ યાદૃશઃ—જેવું ૨ તાદૃશઃ—તેવું. ૩ મીણરહિત. ૪ મૂષક-યંત્રના ઉદરમાં ૫ આકાશ ૬ જેવું ૭ કિંચિત. ૮ કમ—ન્યૂન. ૯ તેવું. ૧૦ નિશ્ચયનયથી.

**તનુપરમાણુ દામિનિ પર[1], સબ ખિર ગયે,**
**રહે સેસ નખકેસ-રૂપ જે પરિણયે;**
**તબ હરિ પ્રમુખ ચતુર્વિધ, સુરગણ સુભ સચ્યો,**
**માયામઇ નખકેસરહિત, જિનતનુ રચ્યો.**

રચિ અગર ચંદનપ્રમુખ પરિમલ[2], દ્રવ્ય જિન જયકારિયો.
પદપતિત[3] અગનિકુમારમુકુટાનલ, સુવિધિ સંસ્કારિયો,
નિર્વાણકલ્યાણક સુમહિમા, સુનત સબ સુખ પાવહીં,
જન 'રૂપચંદ' સુદેવ જિનવર, જગત મંગલ ગાવહીં. ૨૪

---

**મેં મતિહીન ભગતિવસ, ભાવન ભાઇયા,**
**મંગલગીત પ્રબંધ સુ, જિનગુણ ગાઇયા;**
**જો નર સુનહિં બખાનહિં, સુર ધરિ ગાવહીં;**
**મનવાંછિત ફલ સો નર, નિહચૈ પાવહીં.**

પાવહીં આઠો સિદ્ધિ નવ નિધિ, મન પ્રતીત જુ લાવહીં,
ભ્રમભાવ છૂટઇ સકલ મનકે, જિન સ્વરૂપ લખાવહીં;
પુનિ હરહિં પાતક ટરહિં વિઘન, સુ હોહિં મંગલ નિત નયે,
ભણિ 'રૂપચંદ' ત્રિલોકપતિ જિન,–દેવ ચઉસંઘહિ જયે. ૨૫

શ્રી મંગલગીત સમાપ્ત.

---

૧ 'દામનિવત' એવો પાઠ પણ છે. ૨ સુગંધિત. ૩ ચરણોમાં નમસ્કાર કરવા પડેલા અગ્નિકુમાર દેવોના મુકુટની અગ્નિથી ભગવાનના શરીરનો અંતસંસ્કાર કર્યો.

# શ્રી

વીતરાગનો કહેલો પરમ શાંત રસમય ધર્મ પૂર્ણ સત્ય છે એવો નિશ્ચય રાખવો, જીવના અનધિકારીપણાને લીધે તથા સત્પુરૂષના જોગ વિના સમજાતું નથી; તો પણ તેના જેવું જીવને સંસારરોગ મટાડવાને બીજું કોઇ હિતકારી ઔષધ નથી એમ વારંવાર ચિંતવન કરવું.

આ પરમ તત્ત્વ છે; તેનો મને સદાય નિશ્ચય રહો; એ યથાર્થ સ્વરૂપ મારા હૃદયને વિષે પ્રકાશ કરો ! અને જન્મ મરણાદિ બંધનથી અત્યંત નિવૃત્તિ થાઓ ! નિવૃત્તિ થાઓ. !

હે જીવ, આ કલેશરૂપ સંસાર થકી વિરામ પામ, વિરામ પામ. કંઇક વિચાર, પ્રમાદ છોડી જાગૃત થા, જાગૃત થા; નહિ તો રત્નચિંતામણી જેવો આ મનુષ્યદેહ નિષ્ફળ જશે.

હે જીવ, હવે તારે સત્પુરૂષની આજ્ઞા નિશ્ચયે ઉપાસવા યોગ્ય છે.

ૐ શાંતિ: શાંતિ: શાંતિ:

---

હે કામ ! હે માન ! હે સંગઉદય !
હે વચનવર્ગણા ! હે મોહ ! હે મોહદયા !
હે શિથિલતા ! તમે શા માટે અંતરાય કરો છો ?
પરમ અનુગ્રહ કરીને હવે અનુકૂળ થાવ ! અનુકૂળ થાવ !

શ્રીમદ્ રાજચંદ્ર.

ॐ

શ્રી પદ્મનંદિમુનિ વિરચિત.

# પદ્મનંદિ પંચવિંશતિ

## માંથી

# આલોચના અધિકાર

## ગુજરાતી અવતરણ

( હરિગીત )

પ્રસ્તાવિક પદ્ય—

બહિરાત્મભાવે હે ! પ્રભુ, થયું ભ્રમણ ભ્રાંતિમાં ઘણું,
ઇન્દ્રિય ખાડીમાં ખુંચ્યો, જળ ડહોળું જ્યાં વિષયોતણું;
કાદવ કષાય ગળા સુધી-કંટાળતાં પણ ના ટળે,
સ્વચ્છંદ સાથી મોહનો પુરૂષાર્થ-પ્રેરક પણ કળે. ૧

પરિગ્રહતણાં ધરી પોટલાં, માથે ડુબ્યા બહુ બાપડા,
તારાતણું અભિમાન ધરનારા અહિં બહુ આથડયા;
તરવા જતાં તળીએ જતા, પાણી પીતા ને ડુબતા,
વળી તારવા પડનાર અજ્ઞાની ઘણા ખાતા ખતા. ૨

આગ્રહ-ગ્રાહ ક્રને જતાં, મુશ્કેલ તેથી છૂટવું,
મત મતાંતર-મચ્છનું જ્યાં ગચ્છ-પુચ્છે ગર્જવું;
પેઠા પછી જો નિકળે બળવાન તે કળિમાં કહું,
મિથ્યાત્વથી જ્યાં મોજ માણે પુણ્યકાળે જન સહુ. ૩

સંસાર હરિયો દુઃખનો, પણ મોહ ભૂલવી રીઝવે,
કારણ ઉપાસે દુઃખનાં તો દુઃખ આખર મુંઝવે;
સંસાર શોભા ઝેર તોયે, જીવ અમૃત જો ગણે,
ઇચ્છા કરી ઉપાસતાં, પરિણામ પામે વિષપણે. ૪

આ મોહ ને અજ્ઞાનથી, મૂકાવનારા આપ છો,
કરૂણા કરી સદ્બોધ ખડ્ગે, શત્રુ–શિરો કાપજો;
અમૃત વાણી આપની, પીધા કરૂં એ યાચના,
વળી આપના ચરણે વસીને ઉચ્ચરૂં આલોચના. ૫

(શું કહું નાથ ? તમે જાણો છો સઘળું, ગર્વે કરીને ગોથાં ખાધાં–એ દેશી)

**૧ મંગલ પ્રાર્થના—**

હે ગુરૂરાજ ! તમે જાણો છો સઘળું, છોરૂ અમે તો તમારાં,
બાંહ્ય ગ્રહી હવે શરણે રાખો, પાપ પ્રજાળો અમારાં;
શક્તિ નહીં કંઈ કરી શકવાની, જ્ઞાન નથી બળવાળું,
આ કળિકાળમાં નામ તમારૂં, કલ્યાણ કરજો અમારૂં.
હે ! ગુરૂરાજ૦

**૨ પ્રભુ સ્મરણનો પ્રભાવ—**

આનંદસાગર પ્રભુ, આપ અનુપમ, તત્ત્વ સ્વરૂપ તમારૂં,
સમ્યક્દર્શન–જ્ઞાન–ચારિત્રે, ચિત્ત વહે જો અમારૂં;
આપના નામની સ્મૃતિરૂપી જે, મંત્ર અનંત પ્રભાવી,
હોયે સજ્જનના વિમલ હૈયે તો વિઘ્ન શકે કેમ આવી ?
હે ! ગુરૂરાજ૦

૩ સંતનો આદર્શ—

સંગ તજી, રાગ તજી, સમતા સજી, પ્રભુ કર્મોનો નાશ કરીને,
જ્ઞાતા દૃષ્ટા થયા વિશ્વ સકળના, સુખ વીર્ય અનંત વરીને;
સંસાર ત્યાગ કર્યો આવા ક્રમે તમે, શુદ્ધ સ્વભાવી બનીને,
તેથી તવ ચરણ કમળની સેવા સંતોએ પ્રિય ગણી છે.
હે ! ગુરૂરાજ૦

૪ સેવાનું ફળ—

ત્રિલોકનાથ ! તુમ સેવનાથી નિશ્ચે, નિશ્ચળ સ્થિતિ અમારી,
બળવાન સંસારશત્રુ હવે કેમ, જીતે-અમે બ્રહ્મચારી;
શીતળ જળ-અમી વર્ષે ફૂવારા-ગ્રીષ્મગૃહે રહે કોઈ,
તો તહિં તાપ મધ્યાહ્ન તણો શો, ખરા ઉનાળાની માંહિ ?
હે ! ગુરૂરાજ૦

૫ આશ્રયનું ફળ—

નિર્મળ બુદ્ધિથી ઉંડું વિચારે, સાર અસાર જો કોય,
તો ત્રણ જગના સર્વ પદાર્થમાં, સારરૂપે પ્રભુ હોય;
તેમ તમારા આશ્રયે અમને, લાગ્યો સંસાર અકારો,
શાંતિ મહા મળી આપને શરણે, અમને નાથ ઉદ્ધારો !
હે ! ગુરૂરાજ૦

૬ પરમાત્મ દર્શન એજ સર્વસ્વ—

કેવળ દર્શન-જ્ઞાન સ્વરૂપી, વીર્ય અનંત સુખધામી,
રૂપ અનુપમ નિર્મળ પ્રભુતા,-ગુણ અનંતના સ્વામી;
જો જિનને યોગ દૃષ્ટિથી દેખે, સદાય સમ્યક્યોગી,
તો તેને બાકી રહ્યું શું જોવું ? સર્વ જાણી લીધું ભોગી.
હે ! ગુરૂરાજ૦

૭ અનન્ય શરણ—

માનું તને એક જગનાથ સ્વામી, સૌ કર્મ-અરિ હણનારો,
માત્ર તને નમું, હૃદયે ધરૂં નિત્ય, તુજ સેવા સ્તુતિ કરનારો;
તારૂં એકજ શરણું અહીં રહું છું, હવે કહું શું બહુ હું ?
તુજ વિણ કોઇની સાથે પ્રયોજન, ભવમાં ન હોશો એ યાચું.
હે ! ગુરૂરાજ૦

૮ નવ પ્રકારનાં પાપની નિંદા—

પાપ કરાવ્યું, કર્યું, ભલું માન્યું, મન-વચને વળી કાયે,
વર્તમાન, ભૂત, ભાવિ કાળે મેં, એવા ભેદો નવ થાયે;
હે જિનરાજ ! હું પામર, પાપી, આત્મનિંદા કરૂં આજે,
આપ સમક્ષ ઉભો ઉભો યાચું, સૌ પાપ અફળ થવા કાજે.
હે ! ગુરૂરાજ૦

૯ આલોચનાનો હેતુ—

હે જિનરાજ ! તું જાણે છે સઘળું, ત્રિકાળનું એક કાળે,
અનંત ભેદે લોક અલોકના, પર્યાય સર્વ નિહાળે;
તો તમે નાથ, શું જાણો નહિ કંઇ, આ ભવનાં મુજ પાપો !
તો પણ કહું તુમ આગળ તે શુદ્ધ થવા સપશ્ચાત્તાપો.
હે ! ગુરૂરાજ.

૧૦ નિઃશલ્યતા—

વ્યવહાર નયથી મૂલ-ઉત્તર ગુણ-ધારી મુનિ-ધર્મમાં જે,
દોષો થયેલા યાદ રહ્યા છે, તે દૂર કરવાને કાજે;
પ્રભુ તમારી આગે આલોચું, માયા મિથ્યાદિ વૃથા હો,
નિઃશલ્ય હૈયું કરે સમજુ જન, સર્વથા સંત પ્રથા જો.
હે ! ગુરૂરાજ૦

૧૧ સદ્ગુરુનો સહવાસ એ પરમ પ્રાયશ્ચિત—

વ્યક્ત અવ્યક્ત વિકલ્પનાં જાળાં, લોક પ્રમાણુ અસંખ્ય,
ગુંથી ઘુંચાયો દોષ અસંખ્યે, જીવ એ વાત નિઃશંક;
સર્વ વિકલ્પ જનિત દૂષણનાં પ્રાયશ્ચિતો નથી શાસ્ત્રે,
તો તે દોષો નિવારણ થાયે, સદ્ગુરુના સહવાસે.
હે ! ગુરૂરાજ૦

૧૨ સદ્ગુરુના સહવાસ માટે યોગ્યતા—

સંગ તજી, સત્શ્રુત–સાર ગ્રહીને, શાંત બનીને એકાંતે,
બાહ્ય પદાર્થથી મુક્ત કરી મન, ઇન્દ્રિય ને ઇચ્છાને;
વિધિથી સમ્યક્જ્ઞાનમૂર્તિ નિત્ય, આપની ઉરે ધરે જે,
તે ભવ્ય તુજ સહવાસ લહે છે, ધન્ય ધન્ય તે નિશ્ચે છે.
હે ! ગુરૂરાજ૦

૧૩ સદ્ગુરૂ યોગમાં વિઘ્ન—

જે પદ દુર્લભ બ્રહ્માદિને પણ, નિશ્ચે મળે પ્રભુ પામી,
પૂર્વ ભવોમાં કષ્ટ કરેલાં, પુણ્યો પમાડે સ્વામી;
અર્હજ્જિનેંદ્ર ! ઉપાય બતાવો–તુમ સહવાસ ચહું હું,
ચિત્ત ચરણમાં ધરવા જતાં તો બાહ્ય દોડે હું કરૂં શું ?
હે ! ગુરૂરાજ૦

૧૪ મનની ચંચળતા—

સંસાર તો બહુ દુઃખદાયી નક્કી, સુખદાયી શિવપદ સાચું,
મોક્ષ માટે ઘરબાર તજી સૌ, વને વસું, નહિ યાચું;
દુષ્કર વ્રતો પણ વિધિથી પાળું, સંશય સર્વે ટાળું,
તોય પીંપળ–પાન સમ મન ચંચળ, તેથી ન સિદ્ધિ ભાળું.
હે ! ગુરૂરાજ૦

૧૫ કલ્યાણ કેમ નથી થતું—

બાહ્ય પદાર્થો ઇચ્છી ભટકતું, દ્વાદશ ઝાંખાં મારે,
આકુળ વ્યાકુળ નિત્ય કરે નકામું, જ્ઞાન સ્વરૂપ આત્માને;
સંસાર–વર્ધક કર્મ–સખા મન, ઇન્દ્રિય ગામ વસાવે,
જીવે એવું મન ત્યાં સુધી કયાંથી, સંયમી કલ્યાણ પાવે.
હે ! ગુરૂરાજ૦

૧૬ મન મરે શાથી ?—

શુદ્ધ જ્ઞાની પ્રભુ, આપ સમીપે, આવતાં મનડું મરે,
વિવિધ વિકલ્પોભર્યું સદા દૂર, બાહેર આપથી ફરે;
મોહવશે કોણ ડરે ન મોતે ? મોહ અહિત કરનારો,
યાચના એટલી સ્વામી અમારી, મોહ અમારો મારો.
હે ! ગુરૂરાજ૦

૧૭ મરણના ભયનું કારણ—

મોહ બહુ બળવાન સર્વે કર્મોમાં, ડર મરવાનો એના પ્રભાવે,
ચંચળતા મનની પણ તેથી, દ્વાદશ ભટકે વિભાવે;
મોહ વિના નહિ જીવ મરે કો, જોઇ પર્યાયથી જગલીલા,
દ્રવ્ય દૃષ્ટિથી ન નાશ ઉત્પત્તિ, નાથ નિત્યતા સંગ રંગીલા.
હે ! ગુરૂરાજ૦

૧૮ અનિત્ય ભાવનાથી નિત્યમાં વાસ—

વાયુથી જલધિના જલમાં ઉછળતા, ક્ષણભંગુર મોજાં પ્રમાણે,
ક્ષણ–ભંગુર આ વિશ્વ સદાયે, સર્વત્ર મુજ મન માને;
સંસાર–વર્ધક સર્વ પ્રવૃત્તિથી, ઉદાસ થઇ મન ઇચ્છે,
વિકારવિણ પરમાનંદ બ્રહ્મમાં, રહેવા આપ સમીપે.
હે ! ગુરૂરાજ૦

**૧૯ શુભાશુભ ભાવરૂપ સંસાર અને શુદ્ધ ભાવરૂપ પરમાત્મા–**

પાપ અશુભ ઉપયોગથી થાતાં, દુઃખ પામે જન તેથી,
શુભ ઉપયોગે ધર્મ થતાં કંઈ આવી મળે સુખ એથી;
પાપ પુણ્યનાં દ્વંદ્વરૂપે આ, સંસારમાં સહુ બને,
નિત્યાનંદ મળ્યું પદ તમને, શુદ્ધ ઉપયોગે હો મને.
હે! ગુરૂરાજ૦

**૨૦ અસંગ, શુદ્ધસ્વરૂપ—**

જે નથી સ્થિત અંદર કે બાહિર, નહિ સ્થૂલ, સૂક્ષ્મ, દિશામાં,
ભારે નથી, હલકી નથી કે ના-સ્ત્રી, નર કે નપુંસકમાં;
જેને નથી કર્મ, સ્પર્શ, શરીર, રૂપ, ગંધ, સંખ્યા, વ્યવહાર,
નિર્મળ સમ્યક્જ્ઞાન-દર્શનરૂપ, જ્યોતિ હું આત્માકાર.
હે! ગુરૂરાજ૦

**૨૧ કર્મશત્રુથી બચવા પ્રાર્થના—**

ચૈતન્યની ઉન્નતિ-ક્ષય કરતો, શાશ્વત્ શત્રુ તો કર્મ,
નિષ્કર્મ નાથ, અવસ્થા આપણી, એકજ જે શુદ્ધ ધર્મ;
કર્મ દુષ્ટ બિનકારણ વૈરી, ભેદી કરો દૂર છેદી–
સંતની રક્ષા ને દુષ્ટ-શિક્ષા-ધર્મ, ન્યાયી પ્રભુનો અનાદિ.
હે! ગુરૂરાજ૦

**૨૨ ભેદવિજ્ઞાનથી નિર્વિકાર ભાવના—**

આધિ, વ્યાધિ, જરા મૃત્યુ આદિ તો, શરીર કેરાં સંબંધી,
એ જડ શું કરી શકે કહો મને? ભગવાન ભિન્ન હું એથી;
મેઘ અનેક આકારે વિકારો, કરી ફરે નભમાંહિ,
તો પણ નભસ્વરૂપ ફરે ના, અરૂપીને નડે ન કાંઈ.
હે! ગુરૂરાજ૦

૨૩ સતાપ અને શાંતિનાં નિમિત્ત—

સ્થળ પર તરફડે માછલી તેમજ, ભવ-દાવાનળ બાળે,
ત્રિવિધ તાપનો દાહ સહું હું, નાથ સદા સંસારે;
સુખી પરમ રહું જ્યાં લગી લીન છે, હૃદય સમર્પિત મારૂં,
કરૂણા-જલના સંગે શીતળ, પદપંકજ જ્યાં તમારૂં;
હે! ગુરૂરાજ૦

૨૪ કર્મબંધનથી બચવાનો ઉપાય—

બાહ્ય પદાર્થોનો સંગ કરે છે, ઇન્દ્રિયો ને મન તેથી-
કર્મ બંધાય છે તેથી હું ભિન્ન હું, સદા સર્વથા નિશ્ચયથી;
શુદ્ધ ચૈતન્ય તમે પ્રભુ ભિન્ન છો, નિર્લેપ છો કર્મ મળથી,
તે કારણ થકી તુમ ચરણે હું, વનું છું નિશ્ચય બળથી.
હે! ગુરૂરાજ૦

૨૫ પરને પોતાનાં માનવાની ભૂલથી બંધન—

હે! શુદ્ધ આત્મા, શું કામ તારે, લોક કે દ્રવ્ય, આશ્રયનું,
ઇન્દ્રિય, પ્રાણ કે વાણી કાયાનું, વિકલ્પ પુદ્ગળમયનું?
અરે! એ પુદ્ગલ ભિન્ન તારાથી, ભૂલીને મારાં માને,
આશ્રય અતિશય કરી પરનો દૃઢ, વ્યર્થ બંધાય તું શાને?
હે! ગુરૂરાજ૦

૨૬ ભેદવિજ્ઞાનથી અનાદિની ભૂલ ભાગે છે—

ધર્મ, અધર્મ, નભ, કાલ એ ચારે, અહિત કરે નહિ કાંઇ,
ગતિ આદિમાં સહાય કરે સૌ, એક પુદ્ગલ વૈરી આંહિ,
કર્મ નોકર્મરૂપે રહી પાસે, બંધન હેતુ થાયે,
ભેદ વિજ્ઞાનરૂપી તરવારે, હવે મુજ વૈરી હણાયે.
હે! ગુરૂરાજ૦

૨૭ સમજુજન રાગ-દ્વેષ દૂર કરે—

જેવી રીતે રાગ દ્વેષ રૂપાંતર, પુદ્ગલનાં પરિણામો,
તેવાં કરે નહિ ચારે અરૂપી, નભાદિ વિભાવિક કામો;
કર્મ-બંધન રાગદ્વેષે નિરંતર, ભવે ભ્રમણ ગણ તેથી,
દુ:ખ પરંપરા ભવથી, તો યત્ને, સુજ્ઞ રહે દૂર બેથી.
હે! ગુરૂરાજ૦

૨૮ વિકલ્પ તજવા ને મોક્ષ મેળવવા પ્રેરણા—

શાને કરે બહુ વૃથા વિકલ્પો, મન ધરી બાહ્ય પદાર્થે?
કર્મ અશુભ દુ:ખદાઈ તુ બાંધે, રાગાદિ કરી પર અર્થે;
શુદ્ધ આત્મિકસુખ ભેદવિજ્ઞાને, પામીશ નિશ્ચે વિશાળ,
તેથી આનંદ-જલ-સાગરમાં વસી, ધ્યાને નિર્વાણ નિહાળ.
હે! ગુરૂરાજ૦

૨૯ કર્મશત્રુ સામે ફરિયાદ—

હે! જિન, તુમ પદ પ્રસાદથી એમ, વિચારી જન સ્થિર ચિત્તે,
અધ્યાત્મ પલ્લે એ પગ મૂકે જ્યાં, આત્મવિશુદ્ધિ નિમિત્તે;
કે કર્મ અરિ બીજી બાજુ કરે બળ, રૂપ ભયંકર ધારી,
દોષો કરાવી ભ્રષ્ટ કરે આ મધ્યસ્થ સાક્ષી તમારી.
હે ગુરૂરાજ૦

૩૦ નિર્વાણનો ક્રમ—

સંસાર રાગાદિ દ્વૈત રૂપે છે, અદ્વૈત નિર્વાણ નિશ્ચે;
સંક્ષેપથી બંધ-મોક્ષ હેતુ આ, કહ્યા ઉત્કૃષ્ટ સ્થિતિએ;
પ્રથમ પક્ષ તજી ધીમે ધીમે, અન્ય આલંબન સ્હાયે,
તે બને બ્રહ્માદિ નામ વ્યવહારે, નિશ્ચય અનામિ થાયે.
હે! ગુરૂરાજ૦

૩૧ કળિકાળમાં ભક્તિનું આલંબન—

કેવળજ્ઞાનીએ કહ્યું ચારિત્ર, મુક્તિ પમાડે જ તેવું,
આ કળિકાળે મારા જેવાથી, દુઃષ્કર પળવું એવું;
પૂર્વે પુણ્યના પુંજથી પામ્યો, ભક્તિ આ ભવમાં તારી,
સંસાર-સાગર-તારક બનશે, નાવ એ શ્રદ્ધા અમારી.
હે! ગુરૂરાજ૦

૩૨ જીવ શું નથી પામ્યો?—

નાથ નિગોદથી ઇન્દ્ર સુધીની, યોનિ અનેકમાં જાયો,
વાર અનંત ભમ્યો ભવમાં પણ, ક્યાંય અપૂર્વ ન પાયો;
સમ્યક્ દર્શન જ્ઞાન ચારિત્રની-પૂર્ણતા પદવી સાચી,
મોક્ષદાયી એ રત્નત્રયી દઇ, કર કૃતાર્થ, અયાચી.
હે! ગુરૂરાજ૦

૩૩ બોધબીજ આગળ ત્રણલોકનું રાજ્ય તુચ્છ છે—

પ્રસન્ન મનથી શ્રીવીર દેવે, ઉત્તમ પદ અર્પવાને,
બોધ-વચન-ઉત્તમ-બીજ વાવ્યું, જે મુજ ઉર-ઉદ્યાને;
તેની આગળ શું રાજ્ય જગતનું? તુચ્છ ત્રિલોક જણાય?
પ્રિય નથી ક્ષણભંગુર ભોગો, પ્રભુ શ્રીમત્ જિનરાય.
હે? ગુરૂરાજ૦

૩૪ આલોચનાનું મહાત્મ્ય—

પદ્મનંદિ સૂરિની આ આલોચના, ત્રિકાળ અર્હંત આગળ,
શ્રદ્ધાભક્તિથી જે ભવ્ય ભણશે, નિષ્કામ ભાવે નિર્મળ;
આનંદધામ ઉત્તમ ધ્રુવપદ તે, પામે બુદ્ધિધન આણે,
યોગીન્દ્ર પણ તપ ચિરકાળ તપતાં, જે પદ પામે પરાણે.
હે! ગુરૂરાજ૦

**૩૫ *સદ્‌ગુરુ બોધે નિશ્ચય અને આશ્રય કર્તવ્ય—**

**મૃગશીર્ષમાં બે શ્યામ શૃંગ જેવાં, ગુરૂ પૂર્ણચંદ્ર સમીપે,**
**પ્રબોધ-પ્રકાશે પ્રકાશી ઉઠે તેમ, અજ્ઞાન જ્ઞાન બની દીપે;**
**ચારગતિ વિશેષ લખ ચોરાશી રૂપે, યોનિઓ ગણીશ નહિ હું,**
**નિશ્ચય તારો અને આશ્રય તારો, પામ્યા પછીથી રહે શું!**
**હે! ગુરૂરાજ૦**

---

# આલોચના અધિકારનું ગદ્ય.

**અવતરણ.**

૧. શરૂઆતમાં અવતરણ કરનાર ' मोक्षमूलं गुरुकृपा " એ વચનને અનુસરીને, સદ્‌ગુરુ સન્મુખ આલોચના કરવા જતાં પોતાની અબુધ અને અશક્ત દશા જણાવી, સદ્‌ગુરૂનો નિશ્ચય અને આશ્રય ઇચ્છી, પોતાની દીનતા બતાવે છે, કે હે! સર્વજ્ઞ ગુરુરાજ, અમે તમારાં બાળક છીએ, અમારાં પાપ નાશ પામો, જ્ઞાનને ક્રિયારૂપ મોક્ષ માર્ગમાં કંઇ કરવા અમે સમર્થ નથી. એક તમારૂં નામસ્મરણ અમારૂં કલ્યાણ કળિકાળમાં કરશે એવી શ્રદ્ધા છે; તે સફળ થાઓ!

૨. હે જિનેશ, હે પ્રભુ, જો સજ્જનોનું મન બાહ્ય તથા અંતરના મેલથી રહિત બનીને, તત્ત્વસ્વરૂપ તથા વાસ્તવિક આનંદધામ એવા આપનો આશ્રય કરે, તેમના મનમાં જો આપના નામના સ્મરણરૂપ અનંત પ્રભાવ વાળો મહા મંત્ર હાજર હોય તથા આપે પ્રગટ કરેલા

---

*આ ગાથાના પ્રથમ ચરણમાં માગશર વદ ૨ ગુરૂ અને ત્રીજા ચરણમાં ૧૯૮૪ સંવતનો ગર્ભિત નિર્દેશ છે.

સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રરૂપી મોક્ષ માર્ગમાં જો એમનું મન વહેતું હોય તો એ સજ્જનોએ ઇચ્છેલા પદાર્થની પ્રાપ્તિમાં વિઘ્ન કોઇ પ્રકારે આવી શકે નહિ.

૩. આચાર્ય સ્તુતિ કરે છે કે હે ! જિનેન્દ્રદેવ, સંસારના ત્યાગ માટે પરિગ્રહરહિતપણું તથા રાગરહિતપણું, સમતા તથા સર્વથા કર્મોનો નાશ અને અનંત દર્શન, અનંત વીર્ય અને અનંત સુખ સહિત સમસ્ત લોકાલોકને પ્રકાશ કરનારૂં કેવલજ્ઞાન એવો ક્રમ આપનેજ પ્રાપ્ત થયો હતો. પરંતુ આપનાથી ભિન્ન બીજા કોઇ દેવને તેવો ક્રમ પ્રાપ્ત થયો નથી, તેથી આપજ શુદ્ધ છો. આપનાં ચરણની સેવા જ સજ્જન પુરુષોએ કરવી ઘટે છે.

૪. હે! ત્રણ લોકના નાથ, જો નિશ્ચયથી આપની સેવામાં અમને દૃઢતા હોય તો અત્યંત બળવાન એવા સંસારરૂપી શત્રુની જીત થવી સંભવતી નથી. જેમકે કોઇ માણસને જળ વૃષ્ટિથી હર્ષ ઉત્પન્ન કરનારા ઉત્તમ ફૂવારા સહિત ઘર પ્રાપ્ત થયું હોય તેને જેઠ મહીનાનો અત્યંત કઠોર બપોરનો તાપ કંઇ કરી શકે નહિ.

૫. શરણનું મહાત્મ્ય દર્શાવતાં આચાર્ય કહે છે કે:—આ પદાર્થ સારરૂપ છે, આ પદાર્થ અસાર છે, એ પ્રકારે સાર-અસારની પરીક્ષામાં એકાગ્રચિત્ત બની, જે કોઇ બુદ્ધિમાન મનુષ્ય ત્રણ લોકના સમસ્ત પદાર્થોનો અબાધિત ઉંડી દૃષ્ટિએ વિચાર કરે છે, તેની દૃષ્ટિમાં હે! ભગવાન આપજ એક સારભૂત પદાર્થ જણાઓ છો. અને આપનાથી ભિન્ન સમસ્ત પદાર્થ અસાર-ભૂત જણાય છે, તેથી આપના આશ્રયથી જ મને પરમ સંતોષ થયો છે.

૬. હે! જિનેન્દ્ર સમસ્ત લોકાલોકને એક સાથે (સામટું) જાણે તેવું તો આપનું જ્ઞાન છે, સમસ્ત લોકાલોકને એકી વખતે દેખે તેવું આપનું દર્શન છે, આપનું સુખ અને શક્તિ અનંત છે.

આપની ઇશ્વરતા પણ અતિશય નિર્મળ છે અને આપનું સ્વરૂપ પણ જળહળ જ્યોતિ સમાન છે. તેથી હે! પરમાત્મા, જો યોગીશ્વરોએ સમ્યક્યોગરૂપી નેત્ર વડે આપને પ્રાપ્ત કરી લીધા તો તેમણે શું ન જાણ્યું? એમણે શું ન દીઠું તથા એમણે શું પ્રાપ્ત ન કર્યું?

૭. હે! જિનેન્દ્ર, તમને જ હું ત્રણ લોકના સ્વામી માનું છું, તમને જ આઠ કર્મના જીતનારા તથા મારા સ્વામી માનું છું, માત્ર આપને જ ભક્તિપૂર્વક નમસ્કાર કરૂં છું, સદાય આપનું જ ધ્યાન કરૂં છું, આપની જ સેવા અને સ્તુતિ કરૂં છું અને કેવળ આપનું જ મને શરણ છે. અધિક શું કહેવું? સંસારમાં કંઇ પ્રાપ્ત થાય તો એ થાઓ કે આપના સિવાય અન્ય કોઇની સાથે મારે પ્રયોજન ન રહે! હે! ભગવાન, આપનું જ મારે પ્રયોજન પડે, અન્ય કોઇનું પ્રયોજન–કામ ન પડો. એટલી વિનયપૂર્વક વિનંતિ છે.

૮. હે! જિનેશ્વર, ભૂતકાળમાં જે પાપ મેં ભ્રાન્તિથી મન–વચન–કાયા–દ્વારા કરાવ્યાં છે, જાતે કર્યાં છે, બીજાને પાપ કરતાં અનુમોદન આપ્યું છે, અથવા તેમાં મારી સંમતિ દીધી છે; વર્તમાનમાં જે પાપ હું મન-વચન–કાયાથી બીજા પાસે કરાવું છું, જાતે કરૂં છું અને અન્ય પાપ કરતાં હોય તેમને ભલાં માનું છું; ભવિષ્યકાળમાં જે પાપ હું મન–વચન–કાયાથી કરાવીશ, જાતે કરીશ અને બીજાં કરતાં હોય તેમને ભલાં માનીશ; એ બધાં પાપની આપની આગળ જાતે નિંદા કરનાર એવો હું તેનાં સર્વ પાપ સર્વથા મિથ્યા થાઓ!

૯. હે! જિનેન્દ્ર! તમે ભૂત, ભવિષ્ય, વર્તમાન ત્રણે કાળના ભિન્ન ભિન્ન પર્યાયો સહિત લોકાલોકને સર્વ પ્રકારે એક કાળે જાણો છો તથા દેખો છો તો હે! સ્વામી, મારાં એક જન્મનાં પાપો તમે નહિ જાણતા હો? અર્થાત્ અવશ્ય જાણો છો. તેથી મારી આત્મ-નિંદા જાતે કરતો કરતો હું મારા દોષની આલોચના આપની આગળ

તારાં દર્શનથી જિનરાયરે, (ગુરૂરાયરે,) જીવન-વસંત સમ્યક્ થાયરે;
અનુવાદ થયો ગુરૂ ચરણેરે, વસંતપંચમીએ સંત ચરણેરે. ૩૬

---

૨

## શરીરાષ્ટક.

મનહર છંદ.

દ્રવ્યભાવ સર્વ કર્મ, પર જડ દુઃખ વર્મ,
ભેદી પાઈ પદ ધર્મ, નિજ ભાવે સ્થિત છે;
સમ્યક્ સ્વાનુભવ સંગે સ્થિત શુદ્ધરૂપ અંગે,
એવા ગુરૂદેવ પાદે કોટિ નમસ્કાર છે.
વિનાશાદિ પરિણતિ જાણી દેહ મમતને,
ત્યાગવા આ ઉપકારી શરીરઅષ્ટક છે;
પદ્મનંદિ મુનિવાણી મુજ અલ્પ મતિ થકી,
સંસ્કૃતની ગુજરાતી છંદ બદ્ધ કીધી છે. ૧
અશુચિ દુર્ગંધ ધાતુ બની ભીંતો ચારે બાજુ,
ઉપરથી ચર્મ મઢ્યું વિષ્ટા મૂત્રે ભરી છે;
ક્ષુધા તૃષા આદિ અતિ બળવાન દુઃખ રૂપ,
ઉંદરોનાં દરોવાળી અને કલેશકારી છે.
જરારૂપી અગ્નિ જેની ચારે બાજુ બળી રહી,
સ્વભાવે ક્ષણિક એમ કાયાની કુટીર છે;
છતાં શુદ્ધ સદા સ્થિર રૂપ વિપરીત એમ,
અહો! મૂર્ખ જન માની મોહમાં મુંઝાય છે! ૨

દુર્ગંધથી પૂર્ણ ભરી કૃમિ કીટ સમૂહથી,
રક્ત પરૂ પરસેવો સ્રાવ નિત્ય વહે છે;
સ્વચ્છ નીરે સ્નાન કરે છતાં થાયે નાંહિ શુચિ,
વિધવિધ વ્યાધિતણું દુઃખપ્રદ ઘર છે.
અન્ન વસ્ત્ર દવા તણી રોગની મલમ પટ્ટી,
ઉત્તમબુદ્ધિ ધારી તે, નાડીવ્રણ કહે છે;
કૃતઘ્ન સ્વભાવ એવો દેહતણો સિદ્ધ કહ્યો,
છતાં અહો રાગીજન રાગ રાખી રહે છે! ૩

સદાકળ સર્વ રીતે સર્વ નરનારી તણા,
સર્વ દેહ પર્યાય તે, સર્વથા અશુચિ છે;
દેહ પરમાણુ તણો મલીન ક્ષણિક એવો,
નિયત સ્વભાવ એમ જ્ઞાનીઓએ ભાખ્યો છે.
કાદવની કોઠી ધોતાં કાદવનો કાદવ છે,
તેમ સ્નાન છતાં નાંહિ તનુ શુચિ થાય છે;
છતાં સ્નાન ચંદનથી, શુચિ માટે યત્ન કરે,
સંસારમાં એવો કોણ બુદ્ધિમાન હોય છે? ૪

કરવાને ઉપભોગ સર્વથા એ નાંહિ યોગ,
કડવી તુંબડી સમો, નર દેહ કહ્યો છે;
મોહ મિથ્યા જન્મ છિદ્રો નાંહિ તપ ધૂપ થકી,
શુષ્ક હોય અંતરમાં અભિમાન વિન છે.
તુંબડી છિદ્રો વિનાની તરે જેમ જળમાંહિ,
એવો છિદ્ર વિન દેહ ભવ નદી તરે છે;
તેથી સદા સર્વથા જે, ઉત્તમ ચંદન સમા,
કરવા શરીર પર લેપ તે અસાર છે. ૫

વાસ્તવિક વસ્તુરૂપ દર્શક સુગુરૂ ભૂપ,
યદિ બોધ વચન તે દિલે વિદ્યમાન છે;
જેવો હોય મારો દેહ તેવો ભલે રહે તેહ,
ચિત્તમાંહિ તેને વિષે ચિંતા નાંહિ કાંઈ છે.
કારણ કે સહજમાં અપૂર્વ આનંદ કંદ,
અક્ષય અનંતગુણી અપવર્ગ વિત્તને,
સર્વોત્તમ સદ્ગુરૂ બોધ વાક્ય અનુભવ;
ભલી રીતે સ્થિત થાતાં, પ્રકાશિત કરે છે. ૬

અંત સમે કીડા પડે અગ્નિ માંહિ ભસ્મ થાય,
મત્સ્ય ખાય વિષ્ટા થાય દેહ દશા એવી છે;
અનેક પ્રકાર કરી રસાયન ખાવા છતાં,
નાંહિ નિત્ય કોઈ કૃત્યે નક્કી નષ્ટ થાય છે.
દુર્ગતિ દુ:ખદ જેથી, જીવ ભાવિ કાળમાંહિ,
પ્રાપ્ત કરી સંસારમાં અતિ દુ:ખ પામે છે;
એવી પાપ ધૂળ ઢાંકે ચિંતામણિ આત્મરૂપ,
દેહ કાચ માટે એવો કોણ બુધ હોય છે? ૭

લોહ સંગે અગ્નિ સહે ઘનનો કઠીન માર,
તેમ તનુ યોગ કરી જીવને સંસાર છે;
સંસારના પ્રસંગથી, સુખધામ જીવ છતાં,
ઘણી રીતે વિધવિધ દુ:ખો અતિ સહે છે.
દેહ સંગ, દેહ પ્રેમ, કરી કોઇ ભારી યુક્તિ,
તેથી જીવ મુમુક્ષુને ત્યાગી દેવો યોગ્ય છે;
જેથી નિજ આત્મને કરાવતો ભ્રમણને,
તનુ તણો સંસારમાં સંગ નાંહિ હોય છે. ૮

તનુ રક્ષા પોષણની વિધિમાંહી સર્વ જન,
ઉદ્યમિત સર્વ રીતે સદા થઈ રહે છે;
પણ કાળ દાસી જરા પ્રતિદિન દેહ તણાં,
પરમાણુ જીર્ણ કરી છિન્ન ભિન્ન કરે છે.
એમ નર–જરાતણી સ્પર્ધામાંહિ વિજયી તે,
સાક્ષાત્કાળ દૂતિ જરા માથે જહાં વર્તે છે;
એમ વપુ વિનાશીમાં નિત્યત્વ ને સ્થિરતાની,
પ્રતીતિ સુદૃઢ કેમ જન ધારી રહે છે? ૯
પ્રમાદને અજ્ઞાનથી દાસતણી બાલબુદ્ધિ,
વિપરીત સમજણે ભૂલ કાંઇ કીધી છે;
સુજ્ઞ જન બાળ જાણી વત્સને ઉદાર ચિત્તે,
ક્ષમા આપી સુધારશો યાચના એ મારી છે.
અંતકાળે જેની સ્મૃતિ, જેનો મંત્ર, જેનો બોધ,
સાચું આલંબન બની જીવને ઉદ્ધારે છે;
ત્રિલોકનો સારસાર સર્વોપરી દશા ધાર,
માંગલિક ગુરૂ ચર્ણે, અંતમાં પ્રણામ છે. ૧૦

---

## ૩.

## બ્રહ્મચર્યાષ્ટક.

ભુજંગી છંદ.

**મંગલાચરણઃ—**

અનાસક્ત છો અન્યમાં હે! અકામી,
રમો આપમાં આપ હે! સૌખ્યધામી;

અહો ! બ્રહ્મમાં શુદ્ધ ચર્યા, કૃપાળુ,
શુરૂ રાજ વંદું, મુદા મોહ ટાળું. ૧
સૂરિ પદ્મનંદી તણી મિષ્ટ વાણી,
તહીં બ્રહ્મચર્યાષ્ટકે ચિત્ત આણી;
રૂડા છંદ સંસ્કૃતમાં તે સુહાવે,
રચું ગુર્જરી વાણીમાં ભક્તિ ભાવે. ૨

મૂળઅવતરણ:—

વધે માત્ર સંસાર જેના પ્રતાપે,
ચિરંકાળ જે દેહીને[1] દુ:ખ આપે;
સ્વરામા તણો ભોગ એવો ગણે જે,
મતિમાન તે અન્યથા કેમ રીઝે? ૩
પશુ જાણ, જે કામમાં પ્રેમ રાખે,
પશુકર્મ મેધાવિયો તેહ ભાખે;
ખરે નામ અન્વર્થ તે ત્યાં જણાયે,
પશુદેહમાં જન્મવું તેથી થાયે. ૪
યદિ સ્નેહ સ્વસ્ત્રી તણો શ્રેયકારી,
ગણો સજ્જનોને કદી દોષહારી;
તજે કેમ તો પર્વમાં આત્મદારા,
તપસ્વી વ્રતી સર્વદા સર્વ દારા? ૫
ઉગે સ્ત્રી પુરૂષો વિષે કામવૃત્તિ,
અશુચિ ભર્યા અંગની ત્યાં પ્રવૃત્તિ!
અતિ નિન્દ્ય ત્યાં ઉદ્ભવે જો અશુચિ,
ધરે સજ્જનો સ્વલ્પ સૌખ્યે શું રૂચિ? ૬

---

૧ પ્રાણીને.

પ્રીતિ દેહમાં બેયને ત્યાંજ વર્તે,
અતિ નિન્દ્ય મૈથુનમાં જ્યાં પ્રવર્તે;
મહામોહ ચિદ્દશત્રુને[1] એ વિકાસે,
નિષેધિત તે દોષ, શાસ્ત્રો પ્રકાશે. ૭

વ્રતોનાં તરૂ મૂળથી છેદવાને,
કુહાડી ખરે તીક્ષ્ણ પ્રત્યક્ષ જાણે!
ગણે ત્યાજ્ય મૈથુનને સર્વથા તે,
વ્રતી જે સદા શ્રેય આત્મિક ચિંતે. ૮

યથા મદ્યપી[2] ઝંખતા મદ્ય[3] નિત્યે,
તથા મૈથુને કામીનાં ચિત્ત વર્તે;
નથી દેહીને તે કદા ક્ષેમદાયી,
અહીં અન્ય લોકે અતિ દુઃખદાયી. ૯

અરે! ચિત્ત તું લોલતા સર્વ ત્યાગી,
રતિત્યાગમાં ઉદ્યમી થા અભાગી,
સુખો ઇન્દ્રવર્ણાં સમાં ઇન્દ્રિયોનાં,
કદી સેવતાં શ્રેય તારૂં સધે[4] ના. ૧૦

તરૂણી તણી સંગતિ વર્જનાર્થે,
વિધિ મેં કહ્યો અત્ર આત્માર્થી અર્થે;
જનો મગ્ન સંભોગરાગાર્ણવે[5] રે!
કરો ક્રોધ ના પદ્મનંદિ મુનીન્દ્રે. ૧૧

---

૧ ચૈતન્યનો વેરી મહામોહ તેને એ વિસ્તારે છે. ૨ દારૂડીઆ. ૩ દારૂ. ૪ સાધે ૫ મૈથુનના રાગરૂપી સમુદ્રમાં.

## ૪
## બ્રહ્મચર્ય રક્ષાવર્તિ અધિકાર.

દૃષ્ટિ આઠમી સાર સમાધિ-એ દેશી.

ભૂપતિ કંઇ બળવંતા જીતે, રિપુદળને ભ્રૂક્ષેપેજી,
તેવાના પણ વક્ષઃસ્થળમાં, તીક્ષ્ણ તીર ઝટ સ્થાપેજી;
એવો પ્રગટ પરાક્રમી યોદ્ધો, મન્મથ તે વશ કીધોજી,
લીલામાત્રથી શસ્ત્રગ્રહણ વિણ, શાંતમૂર્તિ યતિ વંદોજી. ૧
બ્રહ્મ, વિશુદ્ધ જ્ઞાનમય ચેતન, તેમાં રમણ તે ચર્યાજી,
દેહભાવ તજી ત્યાં તન્મયતા, બ્રહ્મચર્ય મુનિચર્યાજી;
સૌ સ્ત્રીને સ્વમાત સ્વસા* કે, સ્વસુતા સદૃશ દેખેજી,
વિષયિ વિજેતા[1] તે બ્રહ્મચારી, દ્રવ્ય ભાવથી લેખેજી. ૨
સ્વપ્ન વિષે કદી જો વ્રતધારી, વર્તે વ્રતઅતિચારેજી,
શાસ્ત્રવિહિત પ્રાયશ્ચિત કરતા, રાત્રિ વિભાગ અનુસારેજી;
રાગ વિશેષે કે મતિદોષે, કે કદી કર્મબળે કરીજી,
જાગૃતિમાં અતિચાર થાય તો, શુદ્ધ કરે યત્ને કરીજી. ૩
કેસરી કેલિ કરે કદી વર્ષે, ગજ ડુક્કર પલ[2] ભક્ષેજી,
નિત્યપ્રતિ રતિ કપોતમાં[3] જો, કંકર ને કણ ભક્ષેજી;
પૌષ્ટિક અન્ન ગ્રહે કે ત્યાગે, ભંગ અભંગ ન એથીજી,
તે વ્રતરક્ષણ કરતા સંયતિ, દૃઢ મનસંયમ તેથીજી. ૪
મૂળ અને ઉત્તર વ્રત જે જે, યથાશક્તિ મુનિ ધારેજી,
યથાયોગ્ય તે પાલે ત્યાં મન-સંયમ બાહ્ય પ્રકારેજી;
અંતરંગ મન સંયમ પ્રગટે, ચેતનમન સમભાવેજી,
નિત્યાનંદનિધિપ્રદ સઘળે, ઉભય તે હેતુ સુહાવેજી. ૫
મદિરાપાન સમાન માનિની, ચિત્ત ભ્રાંતિ કરનારીજી.

---

*સ્વસા=બ્હેન. ૧ ઇંદ્રિયને જીતનાર. ૨ માંસ. ૩ કબુતર.

તેના સંગથી સંભવે કયાંથી, મુનિવ્રત રક્ષા ભારીજી ?
તેથી સંસૃતિપાત[1] થકી ભયભીતમતિ તપ ધરતાજી,
સમસ્ત યુવતીત્યાગ વિષે વ્રતી, ઉદ્યમ અતિ આદરતાજી.

ઝૂલણા છંદઃ—

મુક્તિના દ્વારમાં નારી દૃઢ અર્ગલા[2],
ભવતરૂ સિંચને નહેર-વારિ,
મનુજ મૃગને ફસાવા ખરેખર દીસે,
મોહવ્યાધે રચી જાળ ભારી;
જેહના સંગથી સંત વ્રતજીવનને,
નષ્ટ કરતા, કથા માત્ર જેની,
યતિતણું યતિપણું નાશ નિશ્ચે કરે,
અન્ય શું શું કરે તે ન હાનિ? ૭
ત્યાં સુધી પૂજ્ય પદમાં સ્થિતિ વિલસતી,
ત્યાં સુધી માત્ર યશ પણ વિકાસે,
ત્યાં સુધી શોભતા શુભ્ર[3] સદ્ગુણ બધા,
શુદ્ધ મન વિમલ તપ પણ પ્રકાશે;
ત્યાં સુધી તે યતિની કથા શોભતી,
ત્યાં સુધી દર્શનીય[4] તે મહાલે,
કે મદિરાક્ષી[5] મનહારિણી કામિની,
જ્યાં સુધી રાગવશ ના નિહાળે. ૮
સ્ત્રીસ્મૃતિ રાગવશ વીર્યહાનિ અને,
અશુચિતા, પાપ, વ્રતનાશ કરતી;

૧ જેની મતિ સંસાર પતન (પરિભ્રમણ) થી ભયવાળી થઇ છે, તે તપ આદરે છે. ૨ ભોગળ. ૩ ઉજ્જવળ. ૪ દર્શન કરવા યોગ્ય. ૫ મોહક આંખવાળી.

મુક્તિના માર્ગથી પતન તેથી વળી,
કલેશ વિસ્તાર બહુ વિવિધ કરતી;
સમીપતા, અંગ ઉપાંગને નિરખવાં,
વચન આલાપ સ્પર્શાદિ વ્રતિને,
અન્ય આપત્તિ શું શું કહો ના કરે?
દૂરથી ત્યાજ્ય તરૂણી યતિને. ૯

વસુથી વેશ્યા મળે, વિત્ત નહિ યતિ કને,
તે મળે તોય કિમ થાય ધાર્યું?
પત્ની પોતાતણી પણ હવે ના રહી,
તે તજીને યતિપણું સ્વિકાર્યું;
પરરમામાં રતિ, નૃપતિ દંડે, પતિ,-
સ્ત્રી તણો કષ્ટ દે કોપ કરીને,
લોક પરલોક બન્નેતણું હિત હણે,
સર્વથા ત્યાજ્ય રમણી યતિને. ૧૦

ઘર ઇંટેરી નહીં, નારી છે ગૃહ ખરૂં,
નારીથી નર ગૃહસ્થી ગણાયે;
તેહના ત્યાગથી બ્રહ્મચારીપણું,
નિયત ઉત્કૃષ્ટ યતિથી સધાયે;
વિકલતા બ્રહ્મચર્યવ્રતે જો બને,
અન્ય સર્વે વ્રતો તો હણાયે,
ગૃહિપણું ના મળે, યતિપણું પણ ટળે,
વ્રત ગયે ઉભયથી ભ્રષ્ટ થાયે. ૧૧
સુખ મળે જો નહીં ભોજનાદિ તણું,
દિવસ બે ચારમાં ક્ષીણ થાયે;

રૂપ સૌન્દર્ય મદ મહાલતી માનિની,
અંગ નિસ્તેજ શબવત્ જણાયે;
રમ્યતા રમણીના રૂપ લાવણ્યની,
ક્ષણવિનાશી ખરે જો વિચારો;
કંકુ કજ્જલ પ્રમુખ વિવિધ શૃંગારને,
ભાળતાં હે મુનિ! મોહ વારો. ૧૨
કેળના સ્તંભ કંચન કમલતંતુ કે,
ચંદ્ર નીલ કમલ સુંદર સુહાયે;
તેહ પણ અંગનાઅંગ[1] આગળ પુરા,[2]
પામતાં નહિ પ્રતિષ્ઠા જરાયે;
દૈવયોગે જુવો તેજ મૃત્યુ પછી,
દેહ દૂરે સ્મશાને તજાતાં;
ગીધ ઘેરી રહ્યાં, જન જુવે ભય ભર્યાં,
નાક પર હાથ દઇ શીઘ્ર જાતાં. ૧૩
શરીર સુંદરીતણું, નવ યુવાની ભર્યું,
રૂપકાંતિ અલંકાર શોભે,
હર્ષ કારણ બને માત્ર મતિમૂઢને;
સંત મન હાડમાંસે ન થોભે;
મૃત કલેવર સડેલાં બહુ વ્યામ જ્યાં,
તે સ્મશાને કહો કોણ રાચે?
[3]કૃષ્ણવર્ણા બહુ કાગના વૃંદ ત્યાં,
રાજહંસો કદાપિ ન માચે. ૧૪
જૂ તણો વાસ વેણી વનિતા તણી,
વદન ને ભાલ ચર્મે મઢેલાં,

૧ રમણીનું શરીર. ૨ પહેલાં. ૩ કાળા રંગના.

નયન બે છિદ્ર, કર હાડ વિસ્તૃત બે,
માંસપિંડે પયોધર ભરેલાં,
પેટ મળપેટી ને નર્ક પેઢે વહે,
જો ગણો જાજરૂ તો ગણાયે,
ચરણ બે સ્તંભ, ત્યાં રમ્ય શુચિ શું જુવો?
રાગ સદ્દૃષ્ટિને કેમ થાયે? ૧૫

(સદ્‌ગુરૂ શ્રોત્રીય બ્રહ્મનિષ્ઠ પદ સેવાથી શુદ્ધ જ્ઞાન થશે. એ દેશી)

જે કામાંધ ચૂંથી આદરથી, સ્ત્રી મુખ લાળ અમી માને,
કાર્યાકાર્ય વિચાર રહિત તે, કહેવું ઘટે શું તેવાને?
વાહ! કવિ વદતા મહિલામુખ, ચર્માચ્છાદિત પણ રાગે,
શબ્દાડંબર પ્રબળ વડે રે! ચંદ્ર તુલ્ય સજ્જન આગે. ૧૬
પર ઉપદેશ વિના પણ વનિતા–વિષય વિષે જન દક્ષ છતા,
મદનવશે મોહાંધ બની અતિ અનુચિત શું શું ન આચરતા?
તેમ છતાં પરમાર્થશૂન્ય કો, કવિ શૃંગાર રસે વહેતા,
કુત્સિત કાવ્ય કરી જનરંજન, ભંજન નિવૃત્તિ ક્રમ કરતા. ૧૭
વામા વિત્ત પરિગ્રહ ધારી, ગૃહ વ્યાપાર [1]ગૃહી કરતા,
તે પણ દેવ કહ્યા સદ્દેવે, જો પરધન સ્ત્રી પરિહરતા;
કંચન કામિની સર્વ ત્યાગી જે, રત્નત્રય ભૂષણ સજતા,
દેવોના પણ દેવ મુનીશ્વર, કોણ ન માન્ય ગણી ભજતા? ૧૮
દુઃખ [2]દયિતાદિ વિના જન જાણી, સુખકારણ તે સંગ્રહતા,
'સઘળું પરવશ તે દુઃખ લક્ષણ,' દુઃખ પરિણામે અનુભવતા.
વિષયજન્ય સુખ અલ્પ તજો, ફળ કડવાં અતિ કિંપાક સમાં,
આત્મિક સુખ જ્ઞાનીનાં શાશ્વત, નિર્મળ નિરૂપમ નિજ વશમાં. ૧૯

---

૧ ગૃહસ્થી. ૨ સ્ત્રી આદિ.

(મન મહિલાનું રે વહાલા ઉપરે, બીજાં કામ કરંત—એ દેશી.)

સદ્‌ભાગ્યાદિ રે ગુણ આનંદપ્રદ, પુણ્ય વર્યા જે મહંત;
યૌવનકાંતિ રે પુણ્ય પ્રકાશતી, પ્રમદા મન ચિર વસંત.
સત્ શીલ સ્વામી રે સદ્‌ગુરૂ સેવીએ.

પુણ્ય પ્રતાપી રે તે પણ વંદતા, સ્ત્રીત્યાગી મુનિભૂપ;
અંતર દૃષ્ટિ રે દેહથી ભિન્ન જે, જુવે ચિદ્ જ્યોતિ સ્વરૂપ
સત્ શીલ સ્વામી રે સદ્‌ગુરૂ સેવીએ. ૨૦

આ સંસારે રે નર ભવ [૧]દોહિલો, [૨]દુઃખરાશિ જો મલીન;
અલ્પાયુ ત્યાં રે મૃત્યુ અજાણતાં, વૃદ્ધવયે બુદ્ધિ ક્ષીણ.
સત્ શીલ સ્વામી રે સદ્‌ગુરૂ સેવીએ.

તપચર્યા ત્યાં રે શિવપદ તેહથી, સુખ પ્રત્યક્ષ લહંત;
સત્સૌખ્યાર્થી રે મન એમ ચિંતવી, નિર્મળ તપ સાધંત.
સત્ શીલ સ્વામી રે સદ્‌ગુરૂ સેવીએ. ૨૧

બાવીસ શ્લોકે રે [૩]સદ્‌વૃત્તૌષધિ, પદ્મનંદિ મુનિરાય;
નેત્રશલાકા[૪] રે [૫]શબ્દારથ જળે, [૬]રૂચિર રચી વૈદ્યરાય.
સત્ શીલ સ્વામી રે સદ્‌ગુરૂ સેવીએ.

ત્યાગી તપસ્વી રે આત્મ હિતાર્થી જે, દર્શનશુદ્ધિ ચહાય;
મન લોચનના રે રોગ અનંગને, ટાળો સેવી સહાય.
સત્ શીલ સ્વામી રે સદ્‌ગુરૂ સેવીએ. ૨૨

---

૧ દુર્લભ. ૨ ત્યાં પણ દુઃખનો સમુહ છે. ૩ ઉત્તમ વૃત્ત (છંદ, બ્રહ્મચર્ય વ્રત) રૂપી ઔષધિ. ૪ આંખમાં આંજવાની સળી. ૫ ઉચિત શબ્દ અને અર્થ રૂપી જળથી. ૬ સુંદર.

૫

## સિદ્ધસ્તુતિ.

( દૃષ્ટિ આઠમી સાર સમાધિ—એ દેશી. )

અણુદર્શી અવધિજ્ઞાની પણ, નહીં સિદ્ધ પ્રભુ દેખેજી,
જ્ઞાનપ્રતાપે જે ત્રિભુવનને, [1]નભનક્ષત્રશું [2]પેખેજી,
અમિત જ્યોતિધર તે સહજાત્મા, સ્તવવા ગજું શું મારૂંજી ?
પામર નર હું મૂઢ છતાં કંઇ, ભક્તિવશે ઉચ્ચારૂંજી. ૧
સર્વ અમર વર મુકુટ મણિની, પંક્તિથી પદ પૂજાતાજી,
તે અરિહંતો પણ સિદ્ધિપદ, વરવા ઉદ્યત થાતાજી;
દૂષણ રહિત અનંત જ્ઞાન સહ, ક્ષાયિક ગુણગણ યુક્તાજી.
લોકાગ્રે તે સિદ્ધ વિરાજિત, નમીએ નિત્ય અનંતાજી. ૨
લોકાગ્રે સ્થિત ઊર્ધ્વ ન તેથી, ધર્મ દ્રવ્ય વિણ જાતાજી,
જે ચિન્મૂર્તિ અમલ સહજ સ્થિર, દર્શનજ્ઞાન સુહાતાજી;
ત્રિભુવન મંગલકર્તા, નિરૂપમ, સિદ્ધ કૃતાર્થી સુણજોજી,
નિત્યાનંદ સુધારસ નિર્ભર, શરણ સદા અમ બનજોજી. ૩
ક્રૂર કર્મ દુશ્મન દળ જીતીને, શાશ્વત પદ જે પામ્યાજી,
જન્મ જરા મરણાદિ અઢારે, દોષો દૂર વિરામ્યાજી;
નિજ ઐશ્વર્ય અચિંત્ય અનુપમ, જ્ઞાનાદિકયુત રાજેજી,
તે ત્રૈલોક્ય શિરોમણિ થાજો, સિદ્ધ સદા હિતકાજેજી. ૪
જ્ઞાનપ્રમાણ ગણો સિદ્ધાત્મા, જ્ઞાન પ્રમેય પ્રમાણેજી,
લોકાલોક પ્રમેય અપેક્ષા, સર્વવ્યાપી જન જાણેજી;
મીણ રહિત [3]મૂષાદર નભવત્, પુરુષાકાર પ્રદેશોજી,

---

૧ આકાશમાં તારામંડળની સમાન. ૨ દેખે. ૩. મીણ વગરના (મૂષક-યંત્ર) બીબાની અંદર રહેલા આકાશની માફક.

ચરમ દેહથી કિંચિદ્ ઊણા, સદાનંદી નિજદેશેજી. ૫
ઉભય અનંત* પ્રકાશ્યાં, દર્શનજ્ઞાનાવરણીય નાશેજી,
સૌખ્ય અનંત વીર્ય વળી પ્રગટ્યાં, મોહ ને [1]વિઘ્ન વિનાશેજી;
નામ ગોત્ર ગયે સૂક્ષ્મ અગોત્રી, અજન્મ આયુ મુકાતાંજી,
વિષયજન્ય સુખદુઃખ દૂર ટળિયાં, વેદનીય ક્ષય થાતાંજી. ૬

જે કર્મોથી જીવો નિત્યે, દુઃખ સંસારે પાવેજી,
તત્ત્વ યથાર્થ ન જાણે દેખે, વીર્ય ન નિજ પ્રગટાવેજી;
તે સૌ કર્મ કર્યાં ક્ષય જેણે, શુકલ ધ્યાન વર યોગેજી,
કેમ ન નિત્ય અનંત ચતુષ્ટય, સુધાસિંધુ તે [2]ભોગેજી ? ૭

જ્ઞાનાવરણે, એકેન્દ્રિય જીવ, મુંઝાતા, તે કરતાંજી,
બે ઇન્દ્રિયમાં ક્લેશ કમી કંઈ, જ્ઞાન સુખ લવ વધતાંજી;
કર્મ ઘોર અંધારૂં ટળ્યે જો, જ્ઞાન અનંત પ્રકાશેજી,
તો તે સિદ્ધ ત્રિલોકપતિ શું, અનંત સુખ ન વિલાસેજી. ૮

ઝુલણા છંદ.

ગાઢ અત્યંત દુઃખદાયી રસી[3] બંધને,
કોધ કરી કોઇને કો કદાપિ,
ચરણથી શીર્ષ પર્યંત ચોમેર બહુ,
નિકટ દૃઢ બાંધી દે તે તથાપિ;
શિથિલ તે માંહિથી એક પણ થાય જો,
સુખ ગણે તો પછી જો બધાયે;
બાહ્ય અંતર ટળ્યા બંધ જે સિદ્ધના,
સત્સુખે યુક્ત કિમ નહિ સદાયે ? ૯

*અનંત જ્ઞાન અને અનંત દર્શન. ૧ વિઘ્ન=અંતરાયકર્મ. ૨ ભોગવે.
૩ રસી=દોરડું.

પ્રાણીનાં કર્મની પ્રચુરતા અતિ ઘણી,
માત્ર સર્વજ્ઞને તે જણાયે,
કર્મરજ સઘન પ્રત્યેક પ્રદેશમાં,
વ્યાપ્ત તે તેથી ગણના કરાયે;
એમ નિજ તેજ આવૃત બધી બાજુથી,
દુઃખ સંસારીને શું ન થાયે ?
સર્વથા મુક્ત તેથી થતાં શ્રેષ્ઠ જે,
સૌખ્ય કહો કેમ ના અનુભવાયે ? ૧૦

જેહને કર્મના કારણે ઊપજે,
ભૂખ તરસાદિ વ્યાધિ વિશેષે,
અન્ન જળ આદિ ઔષધ ગ્રહે તેહ ત્યાં,
રોગ ઉપશાંત કરવા અશેષે;
કર્મ નહિ સિદ્ધને, કર્મકૃત રોગ નહિ,
અન્ન આદિ શું તૃપ્તિ કરાવે ?
નિત્ય આત્મિક સુખમય સુધાસિંધુમાં,
મગ્ન તે તૃપ્ત નિશ્ચે સ્વભાવે. ૧૧

પ્રજ્વલિત દીપની જ્યોતિના સંગથી,
જ્યોતિ સમ દીપ બનીને પ્રકાશે,
વિમલ અત્યંત સ્ફુટ જ્ઞાનમૂર્તિમયી,
સિદ્ધજ્યોતિ મુનિ પણ ઉપાસી,
સિદ્ધપદ અચલ નિજ પ્રગટ પ્રગટાવતા,
તે વિવેકે વિકલ્પો વિરામી,
આપ તન્મય થતાં સિદ્ધ સદૃશ બને,
લોક શિરતાજ સુરવંદ્ય સ્વામી. ૧૨

સૂક્ષ્મ જે, વિપુલ જે, શૂન્ય ના શૂન્ય પણ,
નાશ ઉત્પાદ યુત નિત્ય તોયે,
અસ્તિ નાસ્તિ વળી એક નહિ એક પણ,
એમ નિજ ધર્મ સ્યાદ્વાદ હોયે;
પ્રતીતિ સ્યાદ્વાદથી જેહની દૃઢ બને,
સિદ્ધ જ્યોતિ અમૂર્તિક સ્વભાવે,
શુદ્ધ ચૈતન્ય સુખમય મહાભાગ્ય તે,
પ્રાપ્તિ વિરલા જનો કોઈ પાવે. ૧૩

શબ્દ જળ પૂર્ણ સ્યાદ્વાદ શાસ્ત્રોદધિ-
સ્નાનથી શુદ્ધ જે બુદ્ધિ કરતા,
માત્ર મતિમાન તે મુક્ત સિદ્ધોતણું,
સ્વરૂપ સમ્યક્પણે જાણી લેતા;
તેજ સ્યાદ્વાદથી તે વિચક્ષણ જનો,
સ્વરૂપ સાક્ષાત્ તે પામી શકતા,
ભેદજ્ઞાને કરી ભિન્ન પરવસ્તુથી,
નિજ રૂપ તે પરમ માની ભજતા. ૧૪

( સદ્ગુરૂ શ્રોત્રીય બ્રહ્મનિષ્ઠ પદ સેવાથી શુદ્ધજ્ઞાન થશે—એ દેશી. )

શુદ્ધ આત્મસ્વરૂપે સ્થિત દૃષ્ટિ, તીવ્રબુદ્ધિ તત્ત્વજ્ઞ તણી,
લહે શુદ્ધ સહજાત્મ સ્વરૂપ તે, અન્ય દૃષ્ટિ ભવભ્રમણધણી;
કનકતણા સૌ ઘાટ કનકમય, લોહમયી સૌ લોહતણા,
મોહવિલાસ તજી મોક્ષાર્થી, શુદ્ધ માર્ગ સંચર શાણા. ૧૫

નિર્મળ શ્રુતનેત્રે પડ દ્રવ્યો, ભેગાં ભાળીને જ્ઞાની,
ગ્રહે ભિન્ન નિજ શુદ્ધ સ્વરૂપને, યથા કનક શોધે સોની;
આગમ ગમ પામ્યા વિણ નિર્ણય, પરમ તત્વનો જે કરતા,

તે મનલોચન શૂન્ય અંધ શું, રૂપ નિરૂપણ કરી શકતા? ૧૬

હેયાદેય[1] વિવેક જ્ઞાનયુત, જ્ઞાની હોય યદિ ત્યાગી,
ગ્રાહ્ય પરમ નિજ તત્ત્વ સ્વીકારે, સિદ્ધિ બીજ કહે વીતરાગી;
ગ્રાહ્ય ત્યાજ્યના ભાન વિહીન જે, ભ્રાન્ત સ્વયં કે પરબોધે,
પુનિત પરમપદ પંથ ન પામે, મુક્તિ કહો ક્યાંથી સાધે? ૧૭

દ્વાદશ અંગ ઉપાંગ શાસ્ત્ર સૌ, આત્મસિદ્ધિ સાધન થાતાં,
અન્ય કારણે એ જે કલ્પે, મુક્તિ માર્ગચ્યુત તે થાતા;
દ્રવ્ય શ્રુતવિણ ભાવશ્રુતેયુત, મોક્ષ માર્ગ કદી ચિંતવતા,
શ્રુત સમસ્ત સ્ફુટ તે પણ પામે, સદ્વિચાર જ્યાં વિસ્તરતા. ૧૮

સદા સુખી મુક્તાત્માઓએ, આરાધન ફળ પ્રાપ્ત કર્યું,
ભક્તિવશે તે વિષયે કિંચિત્, મેં અલ્પજ્ઞે અત્ર કહ્યું;
અસીમ સુખમય શ્રેયસદન પર, ચઢવા ઉત્સુક હું, તેને,
તે સોપાન બનો, શ્રુત કેવલ સંપદ શમ નિધિ છે જેને. ૧૯

સકલ વિશ્વને જાણે દેખે, આત્મિક સુખ અત્યંત લહે,
સિદ્ધ જ્યોતિ ઉત્પાદ વ્યયે યુત, તો પણ અવિચળ નિત્ય રહે;
એકરૂપ થઈ વસે નિરંતર, મુક્તિઅર્થી જનમન માંહે,
તે ચિદ્ઘન સંસારભાર વિણ, શાંત સંગવર્જિત સોહે. ૨૦

નય નિક્ષેપ પ્રમાણ તણો, વિસ્તાર સમસ્ત વિવર્જીને,
હું તું પ્રમુખ વિકલ્પ જાળ વળી, કારક સંગ સકળ તજીને;
સર્વ ઉપાધિ રહિત જ્ઞાનમય, શુદ્ધ સ્વરૂપમાં સ્થિર થતાં,
સિદ્ધિ વર્યા તે સિદ્ધ સ્વગુણ–સમૃદ્ધ સદા હો જયવંતા. ૨૧

---

૧ ત્યાગવા યોગ્ય અને ગ્રહણ કરવા યોગ્ય.

મન મહિલાનું રે વહાલા ઉપરે બીજાં કામ કરંત એ–દેશી. )

જે દુર્ભાગી રે અંતર દૃષ્ટિથી, સિદ્ધ ન દેખે જ્વલંત;
સ્ત્રી [1]સ્વર્ણાદિરે પ્રિય તે લેખવે, સત્સુખ વિમુખ ભ્રમંત.
સહજ સ્વરૂપે રે શ્રદ્ધા ધારીએ.

સિદ્ધ સ્વરૂપી રે રસતરબોળને, તૃણ ત્રિભુવન સામ્રાજ્ય;
ગણુતા વપુ તે રે રિપુ સમ, રોગસમ ભોગ ભયંકર ત્યાજ્ય.
સહજ૦ ૨૨

વન્દ્ય ગણાતા રે વળી ગુણગેહ તે, ધન્ય ખરે જગમાંહિ;
સિદ્ધ પ્રભુનું રે ભક્તિ રૂચિથી જે, નામ સ્મરે મનમાંહિ.
સહજ૦

તો નાસાગ્રે રે સ્થિર દૃષ્ટિ કરી, ગિરિ [2]ગહ્વર દુર્ગમાંય;
ચિત્ત પ્રશસ્તે રે પ્રભુને ધ્યાવતા, ગુણ તેના શા ગવાય?
સહજ૦ ૨૩

જે જન જાણે રે સિદ્ધ સ્વરૂપને, જ્ઞાન અનંતે પ્રપૂર્ણ;
નિશ્ચય જાણો રે પ્રજ્ઞાવંતમાં, [3]અગ્રણી તે પરિપૂર્ણ.
સહજ૦

વ્યાકરણાદિ રે શાસ્ત્ર ઘણાં ભણ્યા, શૂન્ય યદિ ઉરમાંય;
વેધ્યવિંધે તે રે બાણ પ્રમાણ તો, કિમ તે જ્ઞાની ગણાય?
સહજ૦ ૨૪

તે પરમાત્મા રે સિદ્ધ પ્રબોધમય, જળહળ જ્યોતિસ્વરૂપ;
જે બુધ જાણે રે તેને બાહ્ય બહુ, શાસ્ત્ર શું સાધનરૂપ?
સહજ૦

---

૧ સુવર્ણાદિ. ૨ ગુફા. ૩ મુખ્ય.

ઉજ્વળ મૂર્તિ રે ભાનુ પ્રકાશમય, આવી વસે કરમાંહિ;
તો દીપાદિ રે શાને શોધિયે, તિમિર ટકે કેમ આંહિ?
સહજ૦ ૨૫

હરિગીત:-

સૌ કર્મબંધન ક્ષય કરીને, સર્વદર્શી જે થતા,
સર્વત્ર વસ્તુ સમસ્ત જ્ઞાયક, બોધતેજે દીપતા;
સર્વત્ર પ્રગટિત ઉત્તરોત્તર, સદાનંદે સુખી પૂરા,
નિશ્ચળ નિરાકુળ સિદ્ધ તે શિવ-સૌખ્ય દ્યો અમને જરા. ૨૬

બહિરાત્મ આદિ ભેદ સુંદર, આત્મમહેલ વિષે દીસે,
તે આત્મમાં તાદાત્મ્યરૂપી, રમ્ય સોપાને લસે;[1]
આત્મા વિભુ નિજ આત્મ સુહૃદ, કર ગ્રહી ચઢતા તદા,
આનદ દયિતા સંગ વસતા, સિદ્ધ સુખમાં સર્વદા. ૨૭

છે તેજ સુગતિ તેજ સુખ, તે જ્ઞાન દર્શન સિદ્ધનાં,
જે સ્વરૂપ સિદ્ધનું તે વિના, નહિ પ્રિય મુજને અન્યનાં;
તે સિદ્ધ મેં ચિત્તે ધર્યા, નિત્યે સુદૃઢ શ્રદ્ધા કરી,
દેજો પરમ પદ પ્રાપ્તિ મુજને, ભીષણ ભવ મનથી હરી. ૨૮

તે સિદ્ધ પરમેષ્ઠિ વચનગોચર નહિ તેથી ખરે,
પ્રાયે વદું તે વિષયમા, તે વ્યોમચિત્રામણ[2] પરે;
તો પણ સ્મરણ પ્રભુ નામનું, આનંદ કારણ સૌ ગણે,
ભક્તિ વશે વાચાળ થઈ, સ્તુતિ પદ્મનંદિ આ ભણે. ૨

---

૧ શોભે ૨ આકાશમાં ચિત્રામણ કરવા જેવું.

૬

## સદ્‌બોધ ચંદ્રોદય.

સદ્‌ગુરૂ શ્રોત્રીય બ્રહ્મનિષ્ટ પદ સેવાથી શુદ્ધ જ્ઞાન થશે;
અવર ઉપાસન કોટિ કરો પણ, શ્રી હરિથી નહિ હેત થશે–એ દેશી.

અતિ મતિમાન દેવ ગુરૂ સરખા, જાણે પણ નહિ કહી શકે,
કહ્યું કદાપિ વિશાળ ગગનવત્, જનમનમાં ન સમાઈ શકે;
સ્વાનુભવી પણ વિરલા પામે, ચિરકાળે જે પૂર્ણ કદા,
આત્મતત્ત્વ આશ્ચર્યકારી તે, મોક્ષમૂલ જયવંત સદા. ૧
નિત્ય અનિત્ય મહાન સૂક્ષ્મ વળી, એક અનેકરૂપે વિલસે,
જે સત્ અસત્ સ્વભાવી, ગહન અતિ, પૂર્ણ[1] શૂન્ય ચિત્ તત્ત્વ લસે;
આત્મતત્ત્વ તે જગ જયવંતું, વસ્તુ વિચાર વિશારદ[2] જ્યાં,
ભુલે સર્વ શ્રુત અભ્યાસી શુચિ, જ્ઞાન પ્રભાભાસુર[3] પણ ત્યાં. ૨
અણિમા આદિ સિદ્ધિરૂપી અતિ રમ્ય કમલવન રતિ ત્યાગી,
દૃષ્ટિ આદરથી દે જે શુચિ, મુક્તિ હંસી પ્રતિ મહાભાગી;
ચિત્ત નિરોધે પ્રગટિત નિર્મળ, બ્રહ્માનંદ ઉદક ભર્યું જે,
સમ્યક્ સામ્ય સરોવર સેવે, પરમ હંસ[4] પ્રણમો પ્રેમે. ૩
સર્વ વિભાવ વિલયથી પ્રગટે, સત્સમાધિ સ્થિત સંયતિને;
સકલ પ્રકાશક શર્મસદન[5] નમું, અદ્‌ભુતચિદ્‌રૂપ જ્યોતિ તને. ૪
વિશ્વપદાર્થો પ્રકાશવા પ્રભુ,[6] ઉજ્વળ અંત વિવર્જિત તે;
વચન સમૂહ સકલ ત્યાં હારે, ચિન્મય જ્યોતિ જગે જય તે. ૫
નિર્વિકલ્પ ચૈતન્યસ્વરૂપ તે, નહિ કદાપિ મન ગોચર જ્યાં;
કર્મજનિત વિકલ્પરૂપ જડ, તનગોચર કહેવું શું ત્યાં? ૬

---

૧ ચૈતન્ય તત્ત્વ. ૨ નિપુણ. ૩ સમસ્ત શાસ્ત્રના અભ્યાસી જ્ઞાન પ્રભાએ દેદીપ્યમાન. ૪ આત્મા. ૫ સુખ, આનંદનું ધામ ૬ પ્રભુ=સમર્થ.

જો મન વચન અગોચર તો તે, [1]વ્યોમકુસુમવત વસ્તુ નહિ;
એ શંકા પરિહાર અત્ર તે, અનુભવગમ્ય સ્વરૂપ સહી ૭
સ્થિર થતાં પરમાત્મ વિષે તે, મન પામે નિજ અંત ખરે;
બાહ્ય નિરંતર તેથી ભમે તે, મૃત્યુથી કોણ જગે ન ડરે ? ૮
આત્મતત્ત્વ નિશ્ચે નિજ પાસે, તો પણ જે અન્યત્ર ગણે;
વસ્તુ મુષ્ટિ વિષે ગ્રહી શોધે, શ્રમથી તે મતિમૂઢ બને. ૯
સ્વતત્ત્વતત્પર, નહિ બહિરાતમ, પરમ યોગ સંપત્તિ વરે;
વિપરીત માર્ગે વિચરતાં ઇચ્છિત, સ્થાન કદી ન પમાય ખરે ૧૦
સમ્યક્ લક્ષ લહે ન તપસ્વી, ગહન તત્ત્વ ચિદ્રૂપ વિષે;
તો અજ્ઞાન ભૂમિ આશ્રિત જડ, નાટયપાત્ર સદૃશ દીસે. ૧૧
અજ્ઞાની બહુભવમાં ભમતા, અંધ હસ્તિ ન્યાયે જાણી,
તે ચિદ્દ જ્યોતિ અનેક ધર્મમય, શરણ બનો મુજ સુખખાણી. ૧૨
(સમકિત દ્વાર ગભારે પેસતાંજી, પાપપડલ ગયાં દૂર રે-એ દેશી)
કર્મે બંધાયો તોય અબંધ છેજી, રાગાદિ મલયુત પણ મલહીનરે;
કાયા ધારી પણ કાય રહિત તેજી, ચેતનઅચરજ એનો[2] ચીન રે.
ચેતન સંભાળો આપ સ્વભાવનેજી, અવલંબી સદ્ગુરૂ બોધ નિધાન રે
ચેતન૦ ૧૩
અવિનાશી તોયે નાશ સહિત છેજી, શૂન્ય સ્વરૂપે પણ પરિપૂર્ણરે;
પરમાર્થે એક છતાં અનેક તેજી, તત્ત્વ અવિરોધી નય પ્રપૂર્ણરે.
ચેતન૦ ૧૪
મૂર્છિત માનવી શોધે જાગીનેજી, ભૂલેલી વસ્તુ પામે શુદ્ધિરે,
ભૂલ્યો સ્વરૂપ નિજ સંભાળતાંજી, સમતાથી સાધે સ્વપદસિદ્ધિરે.
ચેતન૦ ૧૫

---

૧ આકાશ પુષ્પ સમાન. ૨ ચીન=તણુ; ઓળખ.

જે જે ઇચ્છાદિ વર્તે ચિત્તમાંજી, તે સર્વે સત્વર ત્યાગે જેહરે;
વિરમે ઉપાધિ સઘળી એમ જ્યાં રે, નિજપદ સહેજે પામે તેહરે.
ચેતન૦ ૧૬

ભાસે મનઇન્દ્રિયપ્રાણ નિરોધથીજી, સર્વોત્તમ નિર્મળ નિજ ચિતૂતત્ત્વરે
પરજાળે ભવવન વહ્નિ પ્રચંડ તેજી, અત્યંત નિશ્ચળ આતમતત્ત્વરે.
ચેતન૦ ૧૭

કર્મે જકડાયો હું કે મુક્ત છું જી, કરવા વિકલ્પો એ નહિ ઇષ્ટરે;
એવી સર્વોત્તમ નિર્વિકલ્પતાજી, પામે મુક્તિપદ સંયમી શ્રેષ્ઠરે.
ચેતન૦ ૧૮

હે જીવ! હું ને કર્મ ઉભય ગણ્યેજી, ભવ હેતુ થાયે દ્વૈત ભાવ રે;
અદ્વૈતની પણ બુદ્ધિ નહિ રૂડીજી, બન્ને ઉપાધિ જન્ય ભાવરે.
ચેતન૦ ૧૯

( સદ્ગુરૂ શ્રોત્રીય બ્રહ્મનિષ્ઠપદ સેવાથી શુદ્ધ જ્ઞાન થશે–એ દેશી. )

સંવિશુદ્ધ પરમાત્મભાવના, સંવિશુદ્ધ પદ હેતુ ખરે;
અન્ય ભાવના અન્ય હેતુ, અય[1] કનક ઘાટ તદ્રૂપ પરે. ૨૦
વિશદ જ્ઞાન દૃષ્ટિથી સ્વરૂપ નિજ, નિત્ય કર્મથી ભિન્ન જુવે;
તે પરમાત્મસુજાણુ યોગીને, સુખદુઃખમાં ન વિકલ્પ હુવે. ૨૧
સૂર્ય સમાન ગતિ મુનિમનની, નિરાલંબ પથમાંહિ યદિ;
દર્શનરોધ નિમિત્ત તિમિરદળ, પાર્શ્વ[2] ટકે શું લગાર કદિ? ૨૨
રોગ જરાદિ વિકાર દેહના, નહિ મુજ, ભિન્ન હું તેથી સદા;
મેઘ વિચિત્ર વિકારી મળે જો, થાય નભે ન વિકાર કદા. ૨૩

૧ લોઢું. લોઢાના સર્વ ઘાટ લોહમય, અને સોનાના સર્વ ઘાટ સુવર્ણમયજ થાય છે તે પ્રમાણે. ૨ પાસે.

રોગવડે પીડિત તન થાયે, તદ્ગત ચેતન નહિ વિણસે;
પ્રજળે અગ્નિ, બળે ઘર, પણ નહિ, ત્યાં રહ્યું વ્યોમ કદી બળશે. ૨૪

સર્વ ઉપાધિ રહિત વસ્તુ જે, કેવળજ્ઞાન સ્વરૂપ, મુજ તે;
કિંચિત્ અન્ય ન મુજ, એ નિશ્ચય, યોગતણો શિવકારણ તે. ૨૫

યોગવડે નર બંધન પામે, યોગથી નિશ્ચે મુક્ત બને;
ગહન યોગ મારગ ગુરૂગમવિણ, ગમ્ય મુમુક્ષુ કદી ન ગણે. ૨૬

શુદ્ધ બુદ્ધ ચૈતન્યમૂર્તિ તે, રમ્ય પરમપદ આપતણું;
કિંચિત્ અવર દિસે રમણિક જો, મોહજનિત પ્રમાદ ગણું. ૨૭

આત્મજ્ઞાન શુચિ તીર્થ અહો ! ત્યાં પંડિત જન વરસ્નાન કરો;
અન્ય કોટિ તીર્થે ન ટળે તે, અંતર મલ પણ અત્ર હરો. ૨૮

ચેતન [1]રત્નાકર તટ સેવ્યે, રત્ન સમુચ્ચય[2] શું ન મળે?
તે પામી દુઃખ દારિદ્ર હેતુ, દુર્ગતિ મુનિની શું ન ટળે? ૨૯

સહજ સ્વરૂપે નિશ્ચય, જ્ઞાન, અને સ્થિતિ એ ત્રણ રત્ન કહ્યાં;
નિશ્ચયનયથી યોગદૃષ્ટિએ, ત્રણે આત્મરૂપ માત્ર રહ્યાં. ૩૦

પ્રજ્ઞા ધનુષ શાસ્ત્રગુણ[3] પ્રેરિત, [4]શર સમ દર્શનઆદિ બને;
બાહ્ય વેધ્ય વિષયે તત્પર તે, કર્મશત્ર ચિદ્રણે[5] હણે. ૩૧

નિશ્ચયથી વૃત્તિ મુનિજનની, મન વચ કાય અતીત સદા;
કર્મબળે પણ પ્રમાદ પદમાં, વર્તે તે વિપરીત કદા. ૩૨

સત્સમાધિ સુધાકર[6] પ્રગટ્યે, વિમલ બોધ ઉદધિ ઉલસે;
તેમાં મગ્ન યોગીને સઘળું, સચરાચર અણુ તુલ્ય દીસે. ૩૩

---

૧ સમુદ્ર ૨ સમ્યક્ જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપી રત્નત્રય ૩ શાસ્ત્રરૂપદોરી. ૪ બાણ સમાન. ૫ ચૈતન્યરૂપ યુદ્ધમાં. ૬ ચંદ્ર.

સતસમાધિ વાયુથી વિવર્ધિત, ભેદજ્ઞાન ઉર અગ્નિ લહે;
તે યોગી ઉન્નત તૃણરાશિ, તુલ્ય કર્મદળ શીઘ્ર દહે. ૩૪
મત્ત ચિત્ત હસ્તી ન હણે જો, સત્સમાધિરૂપ કલ્પતરૂ;
કે કુજ્ઞાનરૂપી દવ ન દહે, દે વાંછિત ફળ મોક્ષ ખરૂં. ૩૫

( દૃષ્ટિ આઠમી સાર સમાધિ—એ દેશી. )

પરમાતમજ્ઞાને ન લહે જો, ભેદ પ્રાજ્ઞ ઉરમાંહીજી;
ત્યાં સુધી નિત્ય વિશેષે દોડે, મતિસરિતા શ્રુતમાંહીજી. ૩૬
સ્પર્શી શકે ન કષાય વાયુ જ્યાં, અમલ દશા બોધાગ્નિજી;
તે ચિદ્દીપ જગે ઝગમગતો, મોહ તિમિર દળ ભેદીજી. ૩૭
બાહ્ય શાસ્ત્ર વનમાં જે ભમતી, ચિદ્રૂપ કુળગૃહ છોડીજી;
બહુ વિકલ્પવંતી મતિ અસતી, કુલટા સદૃશ ભુંડીજી. ૩૮
ગ્રાહ્ય ત્યાજ્યનું ચિંતન કરતાં, ત્યાજ્ય તજે નિજ કામીજી;
સદ્ગુરૂ ઉપદેશે મતિ તેની, અચલ સ્વપદ આરામીજી ૩૯
જે બહુ મોહનિંદમાં સૂતા, તે પરને નિજ માનેજી;
ક્ષણિક જુવે સૌ સંગ માત્ર જે, જાગ્યા સદ્ગુરૂ વાણેજી. ૪૦
શું બહુ કહેવું? અમલ યોગની, સિદ્ધિ કાજ ધીમંતોજી;
કર્મજનિત ઉપાધિ વિવર્જિત, સામ્ય સેવતા સંતોજી. ૪૧
પ્રભુના નામ માત્રથી પાતિક, બહુ ભવકૃત ક્ષય થાયેજી;
ત્રિભુવનપતિ પદ પામે તદ્ગત, રત્નત્રય આરાધ્યેજી. ૪૨

(મન મહિલાનું રે વહાલા ઉપરે—એ દેશી.)

ચિત્ સ્વરૂપી રે પદમાં લીન મન, યોગીપતિ તે સુજાણ;
સર્વાત્મામાં રે સમદૃષ્ટિ જુવે, નિજસમ ચિદ્રૂપ પ્રધાન.
જય જય સુગુરૂ રે સામ્યસુધાનિધિ. ૪૩

કારજ સિદ્ધિ રે સંપૂરણ કરે, બાહ્યાંતર બેઉ યોગ,
સ્વપર જુવે જે રે સમ તે યોગીનો, તીવ્ર સદા ઉપયોગ.
જય જય સુગુરૂ રે સામ્યસુધાનિધિ. ૪૪

નિજકૃત નાના રે કર્મવશે કરી, બહુ ભાવે યુત લોક;
તે જડવિકૃતિ રે જોતાં યોગીનું, ચિત્ત ચળે નાંહિ સ્તોક.[૧]
જય જય સુગુરૂ રે સામ્યસુધાનિધિ. ૪૫

જન સંસારી રે મોહની નિંદમાં, બહુ ઉંઘ્યા ચિર કાળ;
જાગો જાગો રે સમજી શાસ્ત્ર આ, બોધ હવે દ્યો વિશાળ.
જય જય સુગુરૂ રે સામ્યસુધાનિધિ. ૪૬

પદ્મનંદિના મુખશશિથી કંઈ, વચન કિરણ વર સુહાય;
વચનાતીત જે રે આત્મસ્વરૂપ તે, પૂર્ણ ન વચને વદાય.
જય જય સુગુરૂ રે સામ્યસુધાનિધિ.
તેથી પ્રગટી રે કંઇક વિષમ છતાં, રમણીયતા જયકાર;
ચિદ્રૂપગગને રે તે જયવંત હો, મુક્તિ કારણ સાર
જય જય સુગુરૂ રે સામ્યસુધાનિધિ. (યુગ્મ) ૪૭

દુમિલા છંદઃ—

બહિરંતર ત્યાગી પરિગ્રહ સૌ, શમવિત્ત ત્રિગુપ્તિ વિભૂષિત જે,
સહજાત્મસ્વરૂપ સદાશ્રયથી, વર નિઃસ્પૃહ યોગી પદાન્વિત તે;
નિજ હસ્ત વિષે ધ્રુવ મુક્તિ દિસે, અતિ નિર્મળ તે મતિધારકને,
યદિ મોહ સ્વભાવ કુટિલ રિપુ, નહિ વિઘ્ન કરે વળી આવી કને.
૪૮

પરમેશ સુગુરૂ પ્રકાશિત જે, અતિ અદ્દ્ભુત ચેતન તત્ત્વ ખરે!
સઘળી ઈચ્છા ભ્રમ ભીતિ ઈતિ, હરનાર રહે ઉલ્લસિત ઉરે;

---

૧ અલ્પ પણ.

ત્રણ લોક વિષે તો એવું દિસે, સુર માનવ પન્નગ કોઇ નહી,
કે જેથી જગે ભય હોય મને, કે આપદમાં જઉં શર્ણું ચહી.
૪૯

યોગીન્દ્રરૂપી ઉદયાચલમાં, સદ્બોધ શશિ જયવંત સદા,
સંકોચિત ત્યાં તૃષ્ણાપત્રે યુત ચિત્ત વિચિત્ર સરોજ[1] તદા;
ઉલ્લાસિત ઉર્મિ વડે કરી દે, અતિ તત્ત્વવિજ્ઞાન સુધાર્ણવને;
સદ્વિદ્યાશ્રિત ભવિરૂપ જે, કુલ કુમુદનાં વિકસિત બને.
૫૦

---

૭

## એકત્વભાવના.

માત્ર અનુભવગમ્ય વળી જે, તત્ત્વજ્ઞાનીને રમ્ય;
પરમ આત્મજ્યોતિ તે ભાખું, મન વચને નહિ ગમ્ય રે.
ભવિકા એકત્વે ઉર ધરીએ. ૧

તે એકત્વ અભેદ સ્વરૂપે, આતમ તત્ત્વ અનન્ય;
જે જાણે જગપૂજ્ય બને તે, તેને પૂજ્ય ન અન્ય રે.
ભવિકા૦ ૨

બહુ કર્મે પણ નહિ ગભરાતા, યોગી એકત્વ સુજ્ઞાતા;
જલધિજલથી[2] જેમ ન બીતા, સાહસી નાવે વિખ્યાતા રે.
ભવિકા૦ ૩

દુર્લભ એ એકત્વ સમજવું, મોક્ષદાયક પણ તેજ;
ક્રમે કરી જો પામ્યા તે તો, ફરી ફરી ભાવો એજ રે
ભવિકા૦ ૪

---

૧ સૂર્ય વિકાસી કમળ. ૨ સમુદ્રના પાણીથી.

સુખ સાક્ષાત્ કેવલ મુક્તિમાં, તેજ મુમુક્ષુને સાધ્ય;
આ સંસારે લેશ નહીં તે, જે છે તે તો બાધ્ય રે.
ભવિકા૦ ૫

કંઇ પણ સુંદર નહિ સંસારે, એ નિશ્ચયથી મનાયે;
માત્ર મુક્તિપદ પ્રિય અમોને, સદ્‌ગુરૂ બોધ [1]પસાયે રે.
ભવિકા૦ ૬

મોહઉદયરૂપ વિષ મિશ્રિત તે, સ્વર્ગ સુખોય વિનાશી;
તો બીજાં સુખનું શું કહેવું? ભવ સુખથી હું ઉદાસી રે.
ભવિકા૦ ૭

શુદ્ધ બોધમય સત્ આત્મારૂપ, લક્ષ જેને આ લોકે;
તે મતિમાન મુનિ પરલોકે, પણ તે લક્ષ ન ચૂકે રે.
ભવિકા૦ ૮

સ્વરૂપ સ્થિત તે મુનિવર ચાલે, વીતરાગ મારગમાં
મુક્તિ સુખ પ્રાપ્તિમાં તેને, વિઘ્ન નહીં ત્રણ જગમાં રે.
ભવિકા૦ ૯

એમ મુનિ એકાગ્ર મને એ, ભાવના નિત્યે ભાવે;
મુક્તિશ્રીની અખંડ દૃષ્ટિ રૂપ, વરમાળા તે પાવે રે.
ભવિકા૦ ૧૦

માનવ ભવનું ફળ આ નિર્મળ, ધર્મ વસો મુજ માંહી;
તો આપદમાં પણ ચિંતા શી? મરણે પણ ભય નાંહી રે.
ભવિકા૦ ૧૧

---

૧ કૃપાએ.

૮

## એકત્વ સમ્મતિ

એક ચિદાનંદે જે રાજે, શાશ્વત શાંત સદા જે;
પરમાતમ પદ પ્રણમું પ્રેમે, કર્મની શાંતિ કાજે રે ભવિકા
સહજ સ્વરૂપે રહીએ. ૧
ગગનાદિ પંચ ભૂતથી ભિન્ન, અષ્ટ કરમ થકી અન્ય;
તે ચિદ્રૂપ અનુપમ જ્યોતિ, વંદું સુરપતિ વંદ્ય રે ભવિકા૦ ૨
અજ્ઞાનીને દૃશ્ય નહીં જે, જ્ઞાન ચક્ષુએ પ્રત્યક્ષ,
સર્વ વસ્તુમાં સાર ચિદાતમ, વંદું તે એક લક્ષ રે ભવિકા૦ ૩
સર્વ પ્રાણીના દેહ વિષે તે, ચેતન તત્ત્વજ સોહે;
પણ અજ્ઞાને અંધ ન દેખે, ભમતા બાહિર મોહે રે. ભવિકા૦ ૪
નિત્ય શાસ્ત્રરૂપી મહા જાળે, ભમતા કોઈ છતાંયે;
અગ્નિ ન અરણીથી પામ્યો તેમજ, તત્ત્વ ન તેને જણાયે રે
ભવિકા ૫
નિષ્કારણ કરૂણા કરી જ્ઞાની, તત્ત્વ પ્રગટ બહુ બોધે;
કોઈ મહામોહ-મલ મલિન તે સુણે નહીં નહિ શ્રદ્ધે રે ભવિકા૦ ૬
બહુ ધર્માત્મક તત્ત્વ એકાંતે, મૂર્ખ કુશાસ્ત્રથી જાણી,
અંધ હસ્તી ન્યાયે કોઈ માને, પામે નિજ હિત હાણી રે
ભવિકા૦ ૭
કોઈક કિંચિત્ ક્યાંકથી જાણી, આપ જ્ઞાની થઈ ફરતા,
સૌને મૂર્ખ ગણે તે, આશ્રય, સંત તણો નહિ કરતા રે ભવિકા. ૮

મન મોહન મેરે—એ દેશી.

ભવ સંકટથી ઉદ્ધરે મન મોહન મેરે પડતાં જીવને
—ધર્મ રે મન મોહન મેરે;
ભ્રાન્ત જને દૂષિત કર્યો મન મોહન મેરે; પરખી ગ્રહો
સુધર્મ રે મન મોહન મેરે; ૯

વીતરાગ સર્વજ્ઞનો મન મોહન મેરે; ભાખ્યો ધર્મ પ્રમાણ
રે મન મોહન મેરે;
પુરૂષ પ્રમાણે વાણીની મન મોહન મેરે; પ્રમાણિકતા
જાણ રે મન મોહન મેરે; ૧૦

બાહ્ય વિષય સંબંધ તો મન મોહન મેરે; પામ્યા
સર્વ સદાય રે મન મોહન મેરે;
સ્વરૂપબોધ સંયોગ તે મન મોહન મેરે; અતિ દુર્લભ
જગમાંય રે મન મોહન રે; ૧૧

પાંચ લબ્ધિ પામી ભવી મન મોહન મેરે; સમકિત લહે
ઉદાર રે મન મોહન મેરે;
રત્નત્રયના પાત્ર તે મન મોહન મેરે; મુક્તિ માર્ગ
મોઝાર રે મન મોહન મેરે; ૧૨

દર્શન જ્ઞાન ચરણ તણું મન મોહન મેરે; ઐક્ય મુક્તિ
નિદાન રે મન મોહન મેરે;
મોક્ષમાંજ સુખ સત્ય છે મન મોહન મેરે; ત્યાં કરો
યત્ન પ્રધાન રે મન મોહન મેરે; ૧૩

(સદ્‌ગુરૂ વચણુ સુધારસેરે ભેદી સાતે ધાત તપશું રંગ લાગ્યો—એ દેશી)

સદ્‌ગુરૂ પદ દૃઢ રંગથી રે, થાય સ્વરૂપનિર્ધાર, ભવનો ભય ભાગે;
સમ્યગ્દર્શન તે લહો રે, જ્ઞાન બોધ નિજ સાર. ભવનો૦
સ્વસ્વરૂપે નિશ્ચલ સ્થિતિ રે, ચારિત્ર ગુણ ભંડાર; ભવનો૦
એ રત્નત્રય ઐક્યથી રે, શિવસુખ લહેર અપાર. ભવનો૦ ૧૪

અથવા ચેતન એક છે રે, નિશ્ચયે મુક્તિ નિદાન, ભવનો૦
એક અખંડિત વસ્તુમાં રે, વિકલ્પને નહિ સ્થાન. ભવનો૦ ૧૫

પ્રમાણુ નય નિક્ષેપ એ રે, જ્યાં સુધી જીવ અશુદ્ધ; ભવનો૦
એક અભેદ સ્વરૂપ દીસે રે, દશા લહે જ્યાં શુદ્ધ. ભવનો૦ ૧૬

ભ્રાન્તિ તજીને દેખતાં રે, એક નિત્ય ચિદ્રૂપ. ભવનો૦
નિશ્ચયથી, વ્યવહારથી રે, જ્ઞાનાદિક સ્વરૂપ; ભવનો૦ ૧૭

પરમ શાંત અજ એક તેરે, સર્વ ઉપાધિ રહિત; ભવનો૦
આત્મા જાણી આત્મથી રે, રહે આત્મમાં સ્થિત ભવનો૦ ૧૮

અમૃત માર્ગે તે વહે રે, તે માણે શિવસુખ; ભવનો૦
તે અર્હત્ જગનાથ પ્રભુરે, તે પરમેશ પ્રમુખ. ભવનો૦ ૧૯

કેવળ દર્શન જ્ઞાન સુખ રે, તે રૂપ જ્યોતિ અપાર, ભવનો૦
તે જાણ્યે, જોયે, સુણ્યે રે, ન રહે બાકી લગાર. ભવનો૦ ૨૦

(વીર જિનેશર ઉપદિશે-એ દેશી.)

આત્મા એમજ જાણવો, ભજવો એજ ઉત્સાહે રે,
જોવો (એ) એકજ નિશ્ચયે, સુજ્ઞ અન્ય નહિ ચાહે રે.
ચેતન શુદ્ધ સ્વભાવ ભજો. ૨૧

સદ્ગુરૂ બોધે જે પામ્યે, શ્રુત વૈરાગ્ય વિશેષે રે;
યોગી કૃતાર્થ બને તે એ, એકજ સુજ્ઞ ગવેષે રે ચેતન૦ ૨૨

ચેતનની સુપ્રસન્ન મને, વાત માત્ર જે સુણતા રે;
નિશ્ચયથી નિર્વાણતણા, પાત્ર ભવ્ય તે બનતા રે. ચે૦ ૨૩

ભિન્ન કર્મથી એકરૂપે, જે પરબ્રહ્મ પિછાણે રે;
તન્મય થાતાં તે જ્ઞાની, પહોંચે તદ્રૂપ સ્થાને રે. ચે૦ ૨૪

કંઇ પણ પર સંબંધ ખરે, બંધન હેતુ થાતા રે;
શાંત શ્રેષ્ઠ એકત્વ પદે, સ્થિતિ તે મુક્તિ પ્રદાતા રે. ચે૦ ૨૫

વાયુ અભાવે સિંધુ સમો, આત્મા કર્મ અભાવે રે;
શાંત વિકલ્પ તરંગ શમ્યે, કેવલજ્ઞાન સ્વભાવે રે ચે૦ ૨૬
સંયોગે જે આવી મળ્યું, તે સૌથી મુજથી ન્યારૂં રે;
તે ત્યાગું તો મુક્તિ વરૂં એ સમ્યક્ મતિ ધારૂં રે ચે૦ ૨૭
રાગ દ્વેષ પરિત્યાગરૂપી, મહામંત્રે બંધાયા રે;
ક્રૂર પિશાચ શુભાશુભ એ, કરી શું શકે વશ આયા રે? ચે૦ ૨૮
રાગદ્વેષ સંબંધ છતાં, તજતા સંત મહંતા રે,
વિણ સંબંધે વૃદ્ધિ કરે, તે શું ન મૂર્ખ સહંતા રે? ચે૦ ૨૯
તન મન વચન તણી ચેષ્ટા, પુણ્ય પાપ વિકાસે રે;
ભિન્ન તેથી નિજ આત્મસ્વરૂપ, મુમુક્ષુ એજ ઉપાસે રે. ચે૦ ૩૦

દ્વૈતથી નિશ્ચે દ્વૈત બને, એક અદ્વૈતે દીપે રે;
લોહથી લોહમયી ચીજો, કનકઘાટ તદ્રૂપે રે. ચે૦ ૩૧

તે અદ્વૈત એકત્વ ખરે, નિશ્ચયથી શિવ ધારો રે;
કર્મવડે બન્યું દ્વૈત જુવો, વ્યવહારે સંસારો રે. ચે૦ ૩૨

બંધ મોક્ષ, રતિદ્વેષ વળી, જીવકર્મ, પુણ્ય પાપો રે;
એમ દ્વૈત આશ્રિત બુદ્ધિ, તે અસિદ્ધિ સંતાપો રે. ચે૦ ૩૩

( ચેતન ! જ્ઞાન અજુઆળજે, ટાળજે મોહ સંતાપ રે—એ દેશી. )

સત્તા ઉદય કે ઉદીરણા, એ સૌ કર્મ પ્રબન્ધ રે,
સર્વથી ભિન્ન એક આતમા, બોધસ્વરૂપી અબન્ધ રે.
ચેતન એકત્વ ભાવીએ. ૩૪

ક્રોધાદિ કર્મ સંગે છતાં, જ્યોતિ આતમ અવિકાર રે;
વિવિધ વિકારી મેઘથી, નભમાં બને ન વિકાર રે. ચે૦ ૩૫

નામ પણ તેહથી અન્ય છે, નિશ્ચયે અનામી જાણુ રે;
જન્મ મૃત્યુ આદિ ધર્મતો, દેહના જાણે સુજાણ રે. ચે૦ ૩

જ્ઞાન આત્માને થાય છે, તે પણ કલ્પના તંત રે;
જીવને જ્ઞાનની ઐકયતા, નિશ્ચયે અનાદિ અનંત રે ચે૦ ૩

ક્રિયા કારકના સંબંધથી, વિરહિત મૂર્તિ અનૂપ રે;
મોક્ષાભિલાષીને નિત્ય એ, જયોતિ છે આશ્રયરૂપ રે. ચે૦ ૩

એજ એક અનુપમ જ્ઞાન છે, એજ એક દર્શન વિશુદ્ધ રે;
એજ એક ચારિત્ર નિર્મળું, તપ પણ એહિજ શુદ્ધ રે. ચે૦ ૩

વંદવા યોગ્ય પણ એક એ, એજ એક મંગલસ્વરૂપ રે;
સર્વમાં શ્રેષ્ઠ એજ એક છે, સંતનું શરણુ એ અનૂપ રે. ચે૦ ૪

આચાર પણ એજ એક છે, ક્રિયા આવશ્યક એહ રે;
સર્વ અપ્રમત્ત યોગીનાથને, સ્વાધ્યાય ધ્યાન પણ તેહ રે. ચે૦ ૪

સદ્ગુણ સર્વ શીલવ્રત વળી, નિર્મળ ધર્મ અત્યંત રે;
એજ એક ચિદ્રૂપ જયોતિનો, આશ્રય કરંતાં લહંત રે. ચે૦ ૪

સકલ સત્શાસ્ત્રરૂપ સિંધુનું, ઉત્તમ રત્ન એક એજ રે;
સર્વે સુરમ્ય વસ્તુવૃન્દમાં, સર્વોપરિ પણ એજ રે. ચે૦ ૪

એજ એક તત્ત્વ ઉત્કૃષ્ટ છે, ધામ સર્વોત્કૃષ્ટ એજ રે;
ભવ્યને સેવ્ય એક એજ છે, એજ સર્વ શ્રેષ્ઠ ચિત્ તેજ રે. ચે૦ ૪

સંસારવૃક્ષને ઉચ્છેદવા, શસ્ત્ર એ સંતને માન્ય રે;
ધ્યાનમાં મગ્ન યોગિવર્ગને, એહિજ પ્રયોજન અનન્ય રે. ચે૦ ૪

મારગ મુક્તિનો મુમુક્ષુને, નિશ્ચયે એજ નહિ અન્ય રે;
આનંદ ઉર્મિ અપાર ત્યાં, અન્ય સ્થળો સુખશૂન્ય રે. ચે૦ ૪

જન્માદિ તાપ પ્રચંડથી, સંતપ્ત પ્રાણીને એહ રે;
શાંતિ અનુપમ આપવા, શીતળ ફુવારાગેહ રે. ચે૦ ૪૭

એજ એક દુર્ગ અગમ્ય છે, કર્મશત્રુને સદાય રે;
કરવા તિરસ્કાર તેહનો, પ્રબળ સ્વબળ એ સહાય રે. ચે૦ ૪૮

વિદ્યા સર્વોત્તમ એજ છે, મંત્ર એ મહા બળવાન રે;
જન્મ જરાદિ રોગ ટાળવા, ઔષધિ એહિ પ્રધાન રે. ચે૦ ૪૯

અક્ષય અનંત આનંદરૂપ, ઉત્કૃષ્ટ ફળથી લસંત રે;
મુક્તિ મનોહરવૃક્ષનું, એજ એક બીજ ઉલ્લસંત રે ચે૦ ૫૦

ત્રિભુવનગૃહનો સ્વામી એ, જાણો પ્રવર એજ એક રે;
એ વિણ ભવન પણ વન સમું, ઉજ્જડમાનું છેક રે. ચે૦ ૫૧

( મન મહિલાનું રે વહાલા ઉપરે—એ દેશી. )

શુદ્ધ નિરંજન ચૈતન્યમૂર્તિ જે, તે હું નહીં સંદેહ;
એવી પણ જ્યાં નહિ કોઈ કલ્પના, ચેતન આનંદગેહ.
દિવ્ય ચિદાનંદમંદિર વંદીએ. ૫૨

મોક્ષસ્પૃહા પણ મોહવશે કરે, મુક્તિ વિષે અંતરાય;
શાન્તમુમુક્ષુ રે અન્ય સ્પૃહા તદા, કેમ કરે દુઃખદાય ?
દિવ્ય ચિદાનંદમંદિર વંદીએ. ૫૩

ચેતનમૂર્તિ રે એહિજ એક હું, કંઇ પણ પર ન લગાર;
કોઇ અવરથી રે મુજ સંબંધ નહિ, એ મુજ દૃઢ નિર્ધાર.
દિવ્ય ચિદાનંદમંદિર વંદીએ. ૫૪

શરીર વગેરે રે બાહ્ય, પદાર્થની ચિંતા તજતા મહંત;
શુદ્ધ સ્વરૂપે રે ચિત્તસ્થિતિ કરી, નિત્યાનંદે વસંત. દિ૦
દિવ્ય ચિદાનંદમંદિર વંદીએ. ૫૫

એમ સ્વભાવે રે હોય તે હો મને, અવર ન ઇચ્છા જરાય;
હે આત્મન્! આ તત્ત્વ તું પામીને, શાન્ત સુખી થા સદાય.
દિવ્ય ચિદાનંદમંદિર વંદીએ. ૫૬

વિસ્તૃત સંસૃતિ માર્ગે ભમી ભમી, થાકયા પ્રજ્ઞાવંત;
તત્ત્વામૃત આ રે પાન કરો હવે, આણો એ શ્રમ અંત.
દિવ્ય ચિદાનંદમંદિર વંદીએ. ૫૭

સૂક્ષ્મ અતિ તે રે સ્થૂલ અતિ વળી, એક અનેક સ્વરૂપ;
સ્વસંવેદ્યસ્વભાવી અવેદ્ય એ, અક્ષર અનક્ષરરૂપ.
દિવ્ય ચિદાનંદમંદિર વંદીએ. ૫૮

ઉપમા જેને રે કોઇ ઘટે નહીં, વચનાતીત અપ્રમેય;
એહિ નિરાકુળભરપૂર શૂન્ય એ, નિત્ય છતાં એ અનિત્ય.
દિવ્ય ચિદાનંદમંદિર વંદીએ. ૫૯

શરીર રહિત એ રે નિરૂપાધિમયી, નિરાલંબ નિ:શબ્દ;
ચિદ્દ્ઘનરૂપી રે ઉત્તમ જ્યોતિ એ, મન વાણીથી અલબ્ધ.
દિવ્યચિદાનંદ મંદિર વંદીએ. ૬૦

એમ સ્વરૂપ અત્યંત અગમ્ય એ પરમાતમ દુર્લક્ષ્ય;
તે સંબંધે રે વર્ણન અત્ર તે, ગગને ચિત્ર સદૃશ.
દિવ્યચિદાનંદ મંદિર વંદીએ. ૬૧

શુદ્ધ સ્વરૂપે રે સ્થિત તો દૂર રહ્યા, પણ ચિંતન જે કરંત;
જીવિત તેનું રે શ્લાઘ્ય જગે જગે, સુરગણ પદ પૂજંત.
દિવ્યચિદાનંદ મંદિર વંદીએ. ૬૨

(દૃષ્ટિ થિરામાંહે દર્શન નિત્યે રત્નપ્રભા સમ જાણો રે એ દેશી.)

કર્મ મુક્ત સર્વજ્ઞ પ્રભુ તે, જ્ઞાન નયન જગ જોવે રે;
ઉપાસવા પરમાત્મ એક એ, સામ્ય ઉપાય બતાવે રે.
સામ્યમૂર્તિ ગુરૂરાજ કૃપાળુ, સંભારૂં દિન રાત રે. ૬૩

સામ્ય, સમાધિ, સ્વાસ્થ્ય, યોગ ને મનવશરૂપ પરિણામો રે;
સર્વ શુદ્ધ ઉપયોગ સૂચવે, એક અર્થનાં નામો રે.
સામ્યમૂર્તિ ગુરૂરાજ કૃપાળુ સંભારૂં દિન રાત રે. ૬૪
આકૃતિ અક્ષર વર્ણ નહીં જ્યાં, જ્યાં ન વિકલ્પ પ્રકારો રે;
એક શુદ્ધ ચૈતન્ય માત્ર તે, સામ્ય સ્વરૂપ વિચારો રે.
સામ્યમૂર્તિ ગુરૂરાજ કૃપાળુ સંભારૂં દિન રાત રે. ૬૫
એક સામ્ય એ શ્રેષ્ઠ કાર્ય છે, એહિજ તત્ત્વ પ્રધાનો રે;
મુક્તિપ્રદાતા સર્વ બોધનો, બોધ સામ્ય એ જાણો રે.
સામ્યમૂર્તિ ગુરૂરાજ કૃપાળુ સંભારૂં દિન રાત રે. ૬૬
સમ્યગ્જ્ઞાન જનેતા સમતા, એજ ચિદાનંદ ધામો રે;
સામ્ય એજ સહજાત્મસ્વરૂપ, એ, દ્વાર મુક્તિગૃહ પામો રે.
સામ્યમૂર્તિ ગુરૂરાજ કૃપાળુ સંભારૂં દિન રાત રે. ૬૭
સકલશાસ્ત્રનો સાર સામ્ય એ, સૌ તત્ત્વજ્ઞ વખાણે રે;
કર્મ મહાવન દહન કરણ એ, દાવાનલ સમ જાણે રે
સામ્યમૂર્તિ ગુરૂરાજ કૃપાળુ સંભારૂં દિન રાત રે. ૬૮
સામ્ય શરણ છે એક યોગીને, ધ્યાન વિષે વિચરંતાં રે;
સર્વ ઉપાધિજન્ય દોષનો, નાશ સામ્ય વિહરંતાં રે.
સામ્યમૂર્તિ ગુરૂરાજ કૃપાળુ સંભારૂં દિન રાત રે. ૬૯
અણિમા આદિ કમલવન ત્યાગી, સામ્ય સરોવર વસતા રે;
મુક્તિ હંસી પ્રતિ નજર નિરંતર, વંદું હંસ શુચિ લસતા રે
સામ્યમૂર્તિ ગુરૂરાજ કૃપાળુ સંભારૂં દિન રાત રે. ૭૦

( સદ્ગુરૂ શ્રોત્રીય બ્રહ્મનિષ્ઠપદ સેવાથી—એ દેશી )

કાચો કુંભ અગ્નિ સંયોગે, પક્વ બની [૧]અમૃત ગ્રહે.
તાપકારી તેમ મૃત્યુયોગે, જ્ઞાની પરમ [૨]અમૃત લહે. ૭૧

૧ પાણી. ૨. મોક્ષ.

માનવ ભવ ઉત્તમ કુળ લક્ષ્મી, બુદ્ધિ કૃતજ્ઞપણુંય લહ્યું;
તો પણ જો ન વિવેક લહ્યો તો, સર્વ મળ્યું તે વ્યર્થ કહ્યું. ૭૨
જડ ચેતન બે મુખ્ય તત્ત્વનું, ભેદજ્ઞાન સુવિવેક ખરે;
ગ્રહવા યોગ્ય ગ્રહે સુવિવેકી, ત્યાજ્ય અવરનો ત્યાગ કરે. ૭૩
મૂર્ખ જનોને આ સંસારે, કંઇક સુખ કંઈ દુઃખ દીસે;
સુવિવેકીને સર્વ જણાયે, દુઃખ સદા સંસાર વિષે. ૭૪
રાગ દ્વેષ અજ્ઞાન કર્મ એ, તજવા યોગ્ય વિવેકી તજે;
ઉપાદેય ઉપયોગમયી તે, આત્મજ્યોતિ ઉત્કૃષ્ટ ભજે. ૭૫
જે કેવલ ચૈતન્ય તેજ હું, જે હું તે ચૈતન્ય ખરે;
એજ માત્ર જાણે છે જગમાં, એજ માત્ર દેખે સમરે;
એજ એક સર્વોપરિ સૌમાં, એ વિણ જગ શોભા ન જડે;
પરમ એકતા ત્યાં હું પામ્યો, નિશ્ચયથી નિજ ભાવ વડે ૭૬
ઉન્નત [1]રાજીવનન્દિ સૂરિરૂપ, હિમગિરિ શિખરથકી ઝરતી;
આ એકત્વસપ્તતિરૂપી, સુરસરિતા અહીં જે સ્રવતી;
તે સહજાત્મસ્વરૂપ રૂપ શિવપદ સુખસાગરમાં જઈ ભળતી;
એમાં સ્નાન કરે તે જનને, પરમ વિશુદ્ધિરમા વરતી. ૭૭
આ ભવસાગર પાર પામવા, સેતુ તુલ્ય સદ્બોધ સુણી,
આશ્રય આદરથી કરતા જે, સંત શાંતજન શિરોમણિ;
સમ્યક્ આત્મસમાધિ વિધિએ પરમ શાંતિ અનંત વરે;
અંતરંગ સંક્ષોભ ટળે ત્યાં, લેશ પ્રવેશ શું કર્મ કરે? ૭૮
આત્મા હું છું ભિન્ન અને એ, મુજ અનુયાયી કર્મ જુદાં;
જીવ કર્મ સંબંધે થાતા, સૌ વિકાર પણ ભિન્ન સદા;
કાલ ક્ષેત્ર ઇત્યાદિ જે જે, તે મુજથી વિભિન્ન બધાં,
નિજ નિજ ગુણ પર્યાયે શોભિત, ભિન્ન ભિન્ન હું તેથી સદા ૭૯

---

૧ પદ્મનન્દિ.

આત્મતત્ત્વ અભ્યાસ કરે જે, ફરિ ફરિ ચિત્તે એજ ચહે;
એજ કથન, સુવિચાર, ભાવના, અનુભવ તત્પર નિત્ય રહે;
અનંત દર્શન જ્ઞાન પ્રમુખ નવ કેવલ લબ્ધિથી તે [1]માતા,
અક્ષય અખૂટ અનંત સુખમય, સિદ્ધિ પ્રાપ્ત સત્વર જાતા. ૮૦

અંતિમ નિવેદન:— હરિગીત છંદ.

તત્ત્વજ્ઞ સદ્‌ગુરૂ રાજચંદ્ર, કૃપાળુ પ્રભુ જેણે ફળ્યા;
નિજ બુદ્ધિ વૃદ્ધિ શુદ્ધિ સિદ્ધિ યત્ન સૌ જેના ફળ્યા;
અતિ [2]ક્ષાંત [3]દાંત પ્રશાંતમૂર્તિ, સંત શ્રી લઘુરાજ તે,
સન્માર્ગ સાધકવૃન્દના ઉપકારી પ્રભુ શિરતાજ તે. ૧
શ્રી રાજચંદ્રાશ્રમ, અગાસે, દિવ્ય નંદન વન સમો,
સત્સ્વરૂપ સાધક સજ્જનોથી, તીર્થ રાજે અનુપમો;
ત્યહીં સંત ચરણે, સ્વરૂપ શ્રદ્ધા, બોધ, અનુભવ મેં ચહ્યાં,
સત્સંગ રંગ તરંગ રંગિત, અંગ ઉમંગે વહ્યાં ૨
શ્રી પદ્મનંદિ સૂરિવરની વાણી તત્ત્વશોધિની,
તેથી મુમુક્ષુ ચિત્ત સાધે, શાંતિ બોધિ સમાધિની;
ત્યાં બ્રહ્મચર્યાષ્ટક પ્રમુખ, અધિકારથી મન ઉલ્લસ્યો,
અતિ અલ્પ શક્તિ અનુસરી, અનુવાદ યત્ન અહીં કર્યો. ૩
મતિમંદતાથી તે વિષે, કિંચિત્ આશય ભેદ જો,
પદ અર્થ ન્યૂનાધિક કિંવા, કંઇ જણાયે, લેશ જો;
તો સુજ્ઞ સજ્જન શુદ્ધ કરજો, અલ્પ મુજ બુદ્ધિ ગણી,
ગુરૂરાજ સુણજો [4]રાવ જીવન્મુક્ત થાવા મુજ તણી. ૪

શ્રી સદ્‌ગુરૂચરણાર્પણમસ્તુ.

---

૧ પુષ્ટ. ૨ ક્ષમાશૂર. ૩ ઇન્દ્રિયોને દમન કરનાર. ૪ સહાયતા માટેની અરજ.

# શ્રી અમિતગતિ સામાયિક પાઠ.

## પદ્યાનુવાદ.

હરિગીત છંદ.

સૌ પ્રાણી આ સંસારનાં, સન્મિત્ર મુજ વ્હાલાં થજો,
સદ્‌ગુણમાં આનંદ માનું, મિત્ર કે વેરી હજો;
દુ:ખીઆ પ્રતિ કરૂણા અને દુશ્મન પ્રતિ મધ્યસ્થતા,
શુભ ભાવના પ્રભુ ચાર આ, પામો હૃદયમાં સ્થિરતા. ૧
અતિ જ્ઞાનવંત અનંત શક્તિ, દોષહીન આ આત્મ છે,
એ મ્યાનથી તરવાર પેઠે શરીરથી વિભિન્ન છે;
હું શરીરથી જુદો ગણું એ જ્ઞાનબળ મુજને મળો,
ને ભીષણ જે અજ્ઞાન મારૂં, નાથ! તે સત્વર ટળો. ૨
સુખદુ:ખમાં, અરિમિત્રમાં, સંયોગ કે વિયોગમાં,
રખડુ વને વા રાજભુવને, રાચતા સુખભોગમાં;
મમ સર્વકાળે સર્વ જીવમાં, આત્મવત્ બુદ્ધિ બધી,
તું આપજે મુજ મોહ કાપી, આ દશા કરૂણાનિધિ. ૩
તુજ ચરણ કમળનો દીવડો, રૂડો હૃદયમાં રાખજો,
અજ્ઞાનમય અંધકારનો, આવાસ તુરત બાળજો;
તદ્રૂપ થઈ તે દીવડે, હું સ્થિર થઇ ચિત્ત બાંધતો,
તુજ ચરણયુગ્મની રજમહિં હું પ્રેમથી નિત્ય ઝુમતો. ૪
પ્રમાદથી પ્રયાણ કરીને, વિચરતાં પ્રભુ અહીં તહીં,
એકેન્દ્રિયાદિ જીવને, હણતાં કદી ડરતો નહીં;
છેદી વિભેદી દુ:ખ દઈ, મેં ત્રાસ આપ્યો તેમને,
કરજો ક્ષમા મુજ કર્મ હિંસક, નાથ વિનવું આપને. ૫

કષાયને પરવશ થઇ બહુ, વિષય સુખ મેં ભોગવ્યા,
ચારિત્રના જે ભંગ વિભુ, મુક્તિ પ્રતિકૂળ થઇ ગયા;
કુબુદ્ધિથી અનિષ્ટ કિંચિત, આચરણ મેં આદર્યું,
કરજો ક્ષમા સૌ પાપ તે, મુજ રંકનું જે જે થયું. ૬

મન વચન કાય કષાયથી, કીધાં, પ્રભુ મેં પાપ બહુ,
સંસારનાં દુઃખ બીજ સૌ, વાવ્યાં અરે હું શું કહું?
તે પાપને આલોચના, નિંદા અને ધિક્કારથી,
હું ભસ્મ કરતો મંત્રથી, જેમ વિષ જાતું વાદીથી. ૭

મુજ બુદ્ધિના વિકારથી, કે સંયમના અભાવથી,
બહુ દુષ્ટ દુરાચાર મેં, સેવ્યા પ્રભુ કુબુદ્ધિથી;
કરવું હતું તે ના કર્યું, પ્રમાદ કેરા જોરથી,
સૌ દોષ મુક્તિ પામવા, માગું ક્ષમા હું હૃદયથી. ૮

મુજ મલીન મન જો થાયતો, તે દોષ અતિક્રમ જાણતો,
વળી સદાચારે ભંગ બનતાં, દોષ વ્યતિક્રમ માનતો;
તે અતિચારી સમજવો, જે વિષય સુખમાં મ્હાલતો,
અતિ વિષય સુખ આસક્તને, હું અનાચારી ધારતો. ૯

મુજ વચન વાણી ઉચ્ચારમાં, તલભાર વિનિમય થાય તો,
જો અર્થ માત્રા પદ મહીં, લવલેશ વધઘટ હોયતો,
યથાર્થ વાણી ભંગનો, દોષિત પ્રભુ હું આપનો,
આપી ક્ષમા મુજને બનાવો, પાત્ર કેવળ બોધનો. ૧૦

પ્રભુવાણી! તું મંગલમયી, મુજ શારદા હું સમજતો,
વળી ઇષ્ટ વસ્તુ દાનમાં, ચિંતામણિ હું ધારતો;
સુબોધને પરિણામશુદ્ધિ, સંયમને વરસાવતી,
તું સ્વર્ગનાં દિવ્ય ગીત સુણાવી, મોક્ષલક્ષ્મી અર્પતી. ૧૧

સ્મરણુ કરે યોગી જનો, જેનું ઘણા સન્માનથી,
વળી ઇંદ્ર નરને દેવ પણુ, સ્તુતિ કરે જેની અતિ;
એ વેદ ને પુરાણુ જેના, ગાય ગીતો હર્ષમાં,
તે દેવના પણ દેવ વ્હાલા, સિદ્ધ વસજો હ્રદયમાં. ૧૨
જેનું સ્વરૂપ સમજાય છે, સદ્દજ્ઞાન દર્શન યોગથી,
ભંડાર છે આનંદના જે, અચળ છે વિકારથી;
પરમાત્મની સંજ્ઞા થકી, ઓળખાય જે શુભ ધ્યાનમાં,
તે દેવના પણુ દેવ વ્હાલા, સિદ્ધ વસજો હ્રદયમાં ૧૩
જે કઠીન કષ્ટો કાપતા, ક્ષણુવારમાં સંસારનાં,
નિહાળતા જે સૃષ્ટિને જેમ, બોરને નિજ હસ્તમાં.
યોગી જનોને ભાસતા જે સમજતા સૌ વાતમાં,
તે દેવના પણુ દેવ વ્હાલા, સિદ્ધ વસજો હ્રદયમાં. ૧૪
જન્મો મરણુનાં દુઃખને, નહિ જાણુતા કદી જે પ્રભુ,
જે મોક્ષપથ દાતાર છે, ત્રિલોકને જોતા વિભુ;
કલંકહિન દિવ્યરૂપ જે, રહેતું નહિ પણુ ચંદ્રમાં,
તે દેવના પણુ દેવ વ્હાલા, સિદ્ધ વસજો હ્રદયમાં. ૧૫
આ વિશ્વના સૌ પ્રાણી પર, શુદ્ધ પ્રેમ નિસ્પૃહ રાખતા,
નહિ રાગ કે નહિ દ્વેષ જેને, અસંગ ભાવે વર્તતા,
વિશુદ્ધ ઇંદ્રિય શૂન્ય જેવા જ્ઞાનમય છે રૂપમા,
તે દેવના પણુ દેવ વ્હાલા, સિદ્ધ વસજો હ્રદયમાં. ૧૬
ત્રિલોકમાં વ્યાપી રહ્યા છે, સિદ્ધ ને વિબુદ્ધ જે,
નહિ કર્મ કેરા બંધ જેને, ધૂર્ત સમ ધૂતી શકે;
વિકાર સૌ સળગી જતા, મન મસ્ત થાતાં ધ્યાનમાં,
તે દેવના પણ દેવ વ્હાલા, સિદ્ધ વસજો હ્રદયમાં. ૧૭

તિમિર કેરો સ્પર્શ તલભર, થાય નહિ જ્યમ સૂર્યને,
તેમ દુષ્કલંકો કર્મના, અડકી શકે નહિ આપને;
જે એક ને બહુરૂપ થઈ, વ્યાપી બધે વિરાજતો,
તેવા સુદેવ સમર્થનું, સાચું શરણુ હું માગતો. ૧૮
રવિ તેજ વિણુ પ્રકાશ જે, ત્રણુ ભવનને અજવાળતો,
તે જ્ઞાનદીપ પ્રકાશ તારા, આત્મમાં શું દીપતો;
જે દેવ મંગળ બોધ મીઠા, મનુજને નિત્ય આપતો,
તેવા સુદેવ સમર્થનું, સાચું શરણુ હું માગતો. ૧૯
જો થાય દર્શન સિદ્ધનાં, તો વિશ્વદર્શન થાય છે,
જેમ સૂર્યના દીવા થકી, સૌ સ્પષ્ટતા દેખાય છે;
અનંત અનાદિ દેવ જે, અજ્ઞાનતિમિર ટાળતો,
તેવા સુદેવ સમર્થનું, સાચું શરણુ હું માગતો. ૨૦
જેણે હણ્યા નિજ બળવડે, મન્મથ અને વળી માનને,
જેણે હણ્યા આ લોકના, ભય શોક ચિંતા મોહને;
વિષાદ ને નિદ્રા હણ્યા, જ્યમ અગ્નિ વૃક્ષો બાળતો,
તેવા સુદેવ સમર્થનું, સાચું શરણુ હું માગતો. ૨૧
હું માગતો નહિ કોઇ આસન, દર્ભ પત્થર કાષ્ટનું,
મુજ આત્મના નિર્વાણુ કાજે, યોગ્ય આસન આત્મનું;
આ આત્મ જો વિશુદ્ધ ને, કષાય દુશ્મન વિણુ જો,
અમૂલ્ય આસન થાય છે, શુભ સાધવા સમાધિ તો. ૨૨
મેળા બધા મુજ સંઘના, નહિ લોકપૂજા કામની,
જગબાહ્યની નહિ એક વસ્તુ, કામની મુજ ધ્યાનની;
સંસારની સૌ વાસનાને, છોડ વ્હાલા વેગથી,
અધ્યાત્મમાં આનંદ લેવા, યોગ બળ લે હોંશથી. ૨૩

આ જગતની કો વસ્તુમાં તો સ્વાર્થ છે નહિં મુજ જરી,
વળી જગતની પણ વસ્તુઓનો, સ્વાર્થ મુજમાં છે નહિં;
આ તત્ત્વને સમજી ભલા, તું બાહ્યનો મોહ છોડજે,
શુભ મોક્ષનાં ફળ ચાખવા, નિજ આત્મમાં તું સ્થિર થજે. ૨૪

જ્ઞાનમય વિશુદ્ધ આત્મ, સ્વ આત્મથી જોવાય છે,
શુભ યોગમાં સાધુ સકળને, અનુભવ આ થાય છે;
નિજ આત્મમાં એકાગ્રતા, સ્થિરતા વળી નિજ આત્મમાં,
અખંડ સુખને સાધવા તું, આત્મથી જો આત્મમાં. ૨૫

આ આત્મ મારો એક ને, શાશ્વત નિરંતર રૂપ છે,
વિશુદ્ધ નિજ સ્વભાવમાં, રમી રહ્યો છે નિત્ય તે;
વિશ્વની સહુ વસ્તુનો, નિજ કર્મ ઉદ્ભવ થાય છે,
નિજ કર્મથી વળી વસ્તુનો, વિનાશ વિનિમય થાય છે. ૨૬

જે આત્મ જોડે એકતા, આવી નહીં આ દેહની,
તે એકતા શું આવશે, સ્ત્રી પુત્ર મિત્રો સાથની?
જો થાય જુદી ચામડી, આ શરીરથી ઉતારતાં,
તો રોમ સુંદર દેહપર, પામે પછી શું સ્થિરતા? ૨૭

આ વિશ્વની કો વસ્તુમાં, જો સ્નેહ બંધન થાય છે,
તો જન્મ મરણના ચક્રમાં, ચેતન વધુ ભટકાય છે;
મુજ મન, વચન ને કાયનો, સંયોગ પરનો છોડવો,
શુભ મોક્ષના અભિલાષનો, આ માર્ગ સાચો જાણવો ૨૮

સંસારરૂપી સાગરે, જે અવનતિમાં લઇ જતી,
તે વાસનાની જાળ પ્યારા, તોડ સંયમ જોરથી;
વળી બાહ્યથી છે આત્મ જુદો, ભેદ મોટો જાણવો,
તલ્લીન થઇ ભગવાનમાં, ભવપંથ વિકટ કાપવો. ૨૯

કર્મો કર્યાં જે આપણે, ભૂતકાળમાં જન્મો લઈ,
તે કર્મનું ફળ ભોગવ્યા વિણ, માર્ગ એકે છે નહિ;
પરનું કરેલું કર્મ જો, પરિણામ આપે મુજને,
તો મુજ કરેલા કર્મનો, સમજાય નહિ કંઈ અર્થને ૩૦
સંસારના સૌ પ્રાણીઓ, ફળ ભોગવે નિજ કર્મનું,
નિજ કર્મના પરિપાકનો, ભોક્તા નહિ કો આપણું;
લઈ શકે છે અન્ય તેને, છોડ એ ભ્રમણા બુરી,
પ્રભુ ધ્યાનમાં નિમગ્ન થા, તુજ આત્મનો આશ્રય કરી. ૩૧
શ્રી અમિતગતિ અગમ્ય પ્રભુજી, ગુણ અસીમ છે આપના,
હૃદયથી આ દાસ તારો ગુણ ગાય તુજ સામર્થ્યના;
પ્રકટતા જો ગુણ બધા, મુજ આત્મમાં સદ્ભાવથી,
શુભ મોક્ષને વરવા પછી, પ્રભુ વાર ક્યાંથી લાગતી ? ૩૨

દોહરો.

બત્રીસ ચરણનું આ બન્યું, મંગળ સુંદર કાવ્ય;
અનુભવતાં એક ધ્યાનથી, મોક્ષગતિ જીવ જાય. ૩૩

---

### શ્રી યશોવિજયજી કૃત અધ્યાત્મસારના અનુભવઅધિકારમાંના કર્તવ્ય ઉપદેશનું પદ્ય અવતરણ.

( હરિગીત )

બાળબુદ્ધિ જીવ જુએ, વેશ ઉપરનો ભલો,
વિચારતા મધ્યમ—બુદ્ધિ, પ્રવર્તનમાં કેટલો;
વિચક્ષણ ક્ષણ ક્ષણ વિચારે, બોધ, ઉદ્યમ આદરી,
તત્ત્વજ્ઞાની ગુરૂજનની, ક્રિયા સૌ જનહિતકરી. ૧

સિદ્ધાંતનો પરમાર્થ લ્યો, સત્સંગ, શ્રવણ, વિચારથી,
લોકરૂઢિ મૂઢની, ત્યાગી પ્રથમ પુરૂષાર્થથી;
સત્ય શ્રદ્ધા સંગ્રહો, સર્વજ્ઞ–વાણી આદરી,
વિવેક જડ–ચેતન તણો, પામો મુમુક્ષુ–મતિ કરી. ૨

નિંદા કરો નહિ કોઇની, પાપી મહા હો પાપમાં,
ભવસ્થિતિનું ચિંતન કરી, વિચાર વાળો આપમાં;
જ્ઞાનાદિ ગુણે ગુણવંતા, ગુરૂજનોને સેવજો,
અલ્પ પણ ગુણ જ્યાં જણાયે, પ્રેમ ત્યાં દર્શાવજો. ૩

વચન હિત–શિક્ષાતણાં ગ્રહવાં ભલે બાળક કહે,
વિષ્ટા વિષે પણ રત્ન દેખે, તો ઝવેરી ઝટ ગ્રહે;
દુર્જન વચન નિંદા તણાં, સુણી દોષ દિલમાં ના ધરો,
સંયોગ બંધન–પાશ જાણો, આશ પરની પરહરો. ૪

અહંકાર ન આણવો, સુણી આપણી સ્તુતિ લોકમાં,
અજ્ઞાની જન નિંદા કરે, તો આવવું નહિ કોપમાં;
સેવા કરો સદ્ગુરૂની, ઉપદેશ ઉરમાં માણજો,
વસ્તુસ્વરૂપ વિચારવા, ઇચ્છા નિરંતર આણજો. ૫

શુચિ રાખજો વ્રત શુદ્ધિથી, ધીરજ વિપદમાં ધારજો,
માયા મુકી નિર્દંભ થઇ, વૈરાગ્ય ધરી મન વારજો;
સંસાર દાવાનલ વિષે, સૌ દાઝતા જન ધારજો,
તન, ધન, જુવાની, સ્ત્રી સગાં, સૌ નાશવંત વિચારજો. ૬

ભગવંતની ભક્તિ ધરો, ઉરમાં અતિ બહુ માનથી,
એકાંત એવા સ્થાનમાં શય્યા સ્થિતિ કરવી કથી;
શુદ્ધ શ્રદ્ધારૂપ સમકીતમાં અચળ સ્થિતિ કરો,
પ્રમાદ–શત્રુનો નહિ, વિશ્વાસ પળનો પણ ધરો. ૭

પૂર્ણ આતમ જ્ઞાનનું, ચિંતન અને સ્થિરતા કરો,
સર્વત્ર આગળ રાખી આગમ, આત્મપંથ અનુસરો;
કુવિકલ્પ તજો બધા, સ્વચ્છંદને ઉચ્છેદજો,
વૃદ્ધ પુરૂષ-પરંપરાને, અનુસરીને વર્તજો ૮
સાક્ષાત્કાર સ્વરૂપનો, કરવો ગુરૂગમ સાધવી,
આત્માતણા આનંદની, પુષ્ટિ પુરી આરાધવી;
જ્ઞાનશાળીને અનુભવથી, જણાવા યોગ્ય જે,
સંક્ષેપથી કહી વાત તે, હિતકારી મંગળ માર્ગ છે. ૯
અધ્યાત્મસાર સુગ્રંથ-મંદિરનો કલશ આ જાણજો,
કર્તવ્યરૂપે જે કહ્યો અંતે હૃદયમાં આણજો;
પુરૂષાર્થ પ્રેરક જ્ઞાનીનો, યશ સર્વ સંતો ગાય છે,
બ્રહ્મ-સાધક સર્વનું, હિત તેથી ગંભીર થાય છે. ૧૦

---

## શ્રી ચંદ્ર કવિ કૃત

## વૈરાગ્ય મણિમાળા.

### પદ્યાવતરણ.

કૃપા પરમ કૃપાળુની, સંત ચરણની છાંય;
અપૂર્વ બોધ, વિરાગતા, તારે ગ્રહી અમ બાંહ્ય.

---

(क्षणमपि सज्जनसंगतिरेका भवति भवार्णवतरणे नौका- એ છંદ.)

ચિંતવ પદ પરમાતમ પ્યારે, યોગીજનો છે પદ ઉર ધારે;
જહાજ બની ભવજળથી તારે, કેવલ બોધ સુધારસ ધારે. ૧
તજ તૃષ્ણા ધન આદિક કેરી, મૂક મમતા, ટળશે ભવ ફેરી;
ધરિ ચારિત્ર સદા શીલ પાળે, શિવસુંદરી સુખ તો તું ભાળે. ૨
વિચાર વિનાશી શરીર સગાઈ, માત, પિતા, સ્ત્રી, ધન, સુત, ભાઈ;
વાંછે છે જીવ અતિશય આને, મૂઢ મરણ દેખે નહિ શાને? ૩
બાળ વયે ક્રીડામાં રાચે, યૌવનમાં રમણીશું માચે;
ઘડપણમાં પણ ધનની આશા, હે! જીવ, જો તુજ દુષ્ટ તમાસા. ૪
યૌવનની શી કરવી માયા? જળ પરપોટા જેવી કાયા;
જાવું પડશે નરકે મરીને? આવી ધનની આશા કરીને. ૫
ભવ તરવા ઇચ્છે જો ભાઈ, સંત શિખામણ સુણ સુખદાઈ;
કામ ક્રોધ ને મોહ તજીદે, સમ્યગ્જ્ઞાન સમાધિ સજી લે. ૬
કોણ પતિ, પત્ની, પુત્રો તુજ? દુઃખમય પણ સંસાર ગણે મુજ;
પૂર્વ ભવે પાપે પીડેલો, કોણ હતો કર્મે જકડેલો? ૭
સંસારી શરણાં ગણ સૂનાં, અર્થ અનર્થક, વચન પ્રભુનાં;
નશ્વર કાયા પ્રબળ જણાતી, વાંછા શાની એની થાતી? ૮
જીવ એકલો નરકે જાશે, શુભ–વિવેકે સુરગતિ થાશે;
રાજા, ધનપતિ થાય એકલો, દાસ એકલો વિનય ભૂલેલો. ૯
રોગી એકલો, શોક ભરેલો, દુઃખ રહિત, દુઃખમાંહિ વસેલો;
વળી વેપારી, દરિદ્રિ એકલો, નીચ એકલો ભમે ભૂલેલો. ૧૦
પરિજન, પુત્ર, કલત્ર વિનાશી, સર્વ મળીને દે દુઃખ રાશિ;
ચિંતવ ચિત્તે નિશ્ચે ભાઈ, કોણ પિતા મા કોની સગાઈ? ૧૧

ી અર્થે હિંસા કરનારા, ભૂત ભ્રમિત સમ જીવ, બિચારા;
ાપ આપશે નરક નઠારૂં, ઘોર દુઃખો દળશે તન તારૂં. ૧૨
ેષય-ભૂતનો મોહ મૂકીદે, કષાય ચારે નિર્મૂળ કરીલે;
ામ, માનનો કૂચો કરી દે, ઇન્દ્રિય ચોરો પાંચ દમીલે ૧૩
ારીર ઝૂંપડી કુડો કુથો, માંસ-ચામડી મોહ ચુંથો;
ાવિદ્વાર ગંદાં મળ ગળતાં, શું સુખ એ કચરામાં કળતાં? ૧૪
ભવ સાગરમાં કાળ અનંતો, વસ્યો વાસના નીચ કરંતો;
આજ સુધી વિષયોમાં રાચ્યો, મૂઢ, વિરાગ સજીલે સાચો. ૧૫
દુર્ગતિ દુઃખ અનેકે કુટયો, નો પિછો તેનો ના છુટયો;
જાણે ભૂત-ભ્રમિત, મદમત્ત, જીવ અનાચારે રહે રક્ત ૧૬
સપ્ત ધાતુમય પુદ્ગલપિંડ, કીડા ખદબદતો મળકુંડ;
આવો નિંદિત દેહ છતાં હા! માથે જમનો દંડ ફરે આ. ૧૭
મા કર યૌવન-ધન-ગૃહ-ગર્વ, કાળ હરી લેશે એ સર્વ;
ઇન્દ્રજાલ સમ નિષ્ફલ સહુ તજ, મોક્ષપદે મન રાખી પ્રભુ ભજ. ૧૮
નીલકમલ-દલ-જલ સમ ચંચલ, ઇન્દ્ર ધનુષ-વિજળી જીવનપળ;
ક્ષણભંગુર સંસાર વિચારો. ભ્રાંતિ વડે ના જાણો સારો. ૧૯
શોક વિયોગ ભયંકર ભારે, ભવ-દરિયાથી કોણ ઉગારે?
મજબુત તારો હાથ ગ્રહીને, કોણ બોધશે કરૂણા કરીને? ૨૦
મૂક પરિગ્રહ-મમતા ભાઇ! પાળ સુચારિત્ર સત્સુખદાઇ;
કામ-ક્રોધને તજવા કાજે, જ્ઞાન, ધ્યાન વિચારો આજે. ૨૧
કામ-કૃત વિનોદ મુકી દે, શુભ શિવ-સુખ સદા સમરી રહે;
ધર્મ-શુકલ બે ધ્યાન સખા છે, ઉત્તમગતિના છે નેતાએ. ૨૨

આશા–વસ્ત્ર–વિહીન બનીને, કામ--ઉપાધિ–કષાય હણીને;
ગિરિ ગુફા ઉપવને વસીને, આતમ ધ્યાન ધરો સમજીને. ૨

યમ નિયમ આસન યોગાચાર, પ્રાણાયામ પછી પ્રત્યાહાર;
ધ્યેય–ધારણા, ધ્યાન, સમાધિ, ટાળે જીવની ભવ–ઉપાધિ. ૨

અર્હત્ સિદ્ધ મુનીશ્વર સાખે, શીલ, વ્રતાદિ જે તું રાખે;
જીવતા સુધી પાળી લે લાવ, એ ભવસાગર તરવા નાવ. ૨

ત્યાગ તણી મર્યાદા કર જે, શુદ્ધ મને નિયમ અનુસર તે;
ઉદાસીનતા, શમતા ભજજે, આશા–દાસી–સંગતિ તજજે ૨

પર્યંકાદિ વિધિ–અભ્યાસે, યત્નવડે કરી યોગ ઉલ્લાસે;
દુર્ધર મોહ–મહા–વિષ–સર્પ, વશ કર બોધ ગ્રહી દળી દર્પ. ૨

પૂરક, કુંભક, રેચક અનિલે, સંસાર–ઈંધન–દાહક અનલે;
નિર્મલ પહેલી કાયા કરીએ, અપૂર્વ મોક્ષ–ઈચ્છા જો ધરીએ ૨

નાકે નિકળ્યો પવન સમૂહ, રોકી ફેડો પાપ સમૂહ;
દશમ દ્વારે વિલીન કરે જે, કેવલ જ્ઞાન અનંત વરે તે. ૨

હૃદયથી નાભિ સુધી પૂરે, વાયુ તેને પૂરક કહે છે;
યોગાભ્યાસ–ચતુર યોગીજન, તંદ્રા તજી કહે પૂરક લક્ષણ. ૩

નાભિકમળે સ્થિર રૂપે એ, પૂરક વાયુ પૂર્ણ નિરોધે;
પૂર્ણ કુંભવત્ પૂરે વાયુ, કુંભકરૂપ યોગીથી કહાયું. ૩
પવન નિકળવા દે પછી ધીરે, રેચક વાયુ કહ્યો તે વીરે;
તે વચને યોગી પણ કહે છે, મોક્ષ પમાડે પરંપરાએ. ૩

અચલિત ચિત્ત ધરે જો, બંધુ, પાર પામશે તો ભવસિંધુ;
કેવલજ્ઞાની તો તું થાય, શિવ–સરોવર હંસ ગણાય. ૩

શુદ્ધ રૂપ ચૈતન્ય પિંડનું, જ્ઞાન જ્યોતિ ચિત્-શક્તિમંતનું;
ચિદ્-રમ્ય ચિત્-ચાંદની રૂપનું, સ્મરણ કર જ્ઞાની ગુણ
નૃપનું ૩૪

હે! જીવ, જો શિવ શાંત, અખંડિત, નિર્મળ ચૈતન્ય
અમૃત ઉલ્લસિત;
શુકલ ધ્યાન-કજકમળ વિકાશી, શિવસુંદરી સર હંસ
વિલાસી ૩૫

જ્ઞાનવારિધિ-તરંગાવલી, મોક્ષરૂપમાં રમે સદા વળી;
નવ કેવળ લબ્ધિથી પૂરા, આત્માને સેવે મુનિ શૂરા. ૩૬

ચિંતવ પરમાત્મા-ઉર્વશીને, કેવલ-કુમુદ-વિકાસી શશીને;
મુક્તિ-કામિની કર્ણ-ભૂષણ જે, ત્રિભુવન લક્ષ્મી ભાલતિલકને. ૩૭

લબ્ધિ રત્નના મહેલ-કલશ જે, શિવ હંસીના સ્નેહ મિલન એ;
અષ્ટ ગુણી, સામ્યે જગ દ્રષ્ટા, વિદેહી, બોધિ-સુધા રસ પીતા. ૩૮

અનાદિ, અખંડ, અચલ સુખભોગી, યોગીજનોને વદ્ય સુયોગી;
વંદે હરિ, હર, બ્રહ્મા જેને, કેવલ-મંગલ-ઉત્સવ તેને. ૩૯

શ્રુત-સરિતાના સુરગિરિને, મોક્ષ-લક્ષ્મી-કર-આરસી સમજે;
કર્મ-પહાડ ફાડવે વજ્ર જે, શિવ-સુંદરી-હાર શુભ્ર જે. ૪૦

પુરૂષાકારે અરૂપી, નભ સમ, સંસારીસંતાપરહિત શમ;
કામાગ્નિના કષ્ટ-હારી જે, સર્વ ભવ્ય જીવ હિતકારીને. ૪૧

સ્મર નિજ દેહ વિષે વસનારો, નહિ તો ભવ ભમવાનો વારો;
મૂર્ખ શિરોમણિ સદા મનાશે, વીર્ય વિહીન અજ્ઞાની ગણાશે. ૪૨

એમ અનેક ગુણોના સ્વામી, ચિંતવ પરમાત્મા શિરનામી;
અષ્ટ વચન માતાના પિતા, સંસાર પાર પામ્યા સુવિહિતા. ૪૩

સ્વરૂપ અનેક એક રૂપ ધારો, શુદ્ધ અશુદ્ધ સ્વરૂપ વિચારો;
લક્ષ્ય, અલક્ષ્ય ચિંતવી તારો, કર્મરૂપ કલંક વિદારો. ૪૪

અંતર્ ભેદ વિજ્ઞાન વિચારે, નય નિશ્ચય-વ્યવહાર આધારે,
સમ્યક્‌જ્ઞાની વિષય વિરક્ત, વર્ણવતા આત્મા દેહસ્થ. ૪૫

બદ્ધ મુક્ત, ને રિક્ત—અરિક્ત, શૂન્ય અશૂન્ય, વ્યક્ત અવ્યક્ત;
રાગી—વિરાગી, દુષ્ટ અદુષ્ટ, શિષ્ટ અશિષ્ટ એ પુષ્ટ અપુષ્ટ. ૪૬

ન રમ ન રમ બાહ્યાદિ પદાર્થે, રમ રમ મોક્ષ—પદેજ હિતાર્થે;
આત્મ કાર્ય જો તુર્ત કરીશ, તો તું કેવલ જ્ઞાન વરીશ. ૪૭

મુક, મુક વિષય-માંસના ભોગ, છોડ, છોડ નિજ તૃષ્ણા રોગ;
કર કર વશ મન—ગજ જે ગાંડો, અંતરાત્મ પરમાત્મે જોડો. ૪૮

ચિંતવ સિદ્ધ સમ નિજ દેહસ્થ, પરમ જ્ઞાન રૂપ ગણુ કાયસ્થ;
પરમ વિશુદ્ધ તે સ્મર પિંડસ્થ, પામ કેવલ ક્રીડા શિવ-લબ્ધ. ૪૯

વૈરાગ્ય મણિ માલા તણી કડી અઠ્ઠાવન જોઇ:
ચંદ્ર કવિની કૃતિને ગુર્જર સૂત્રે પ્રોઇ.

---

# હૃદય—પ્રદીપ.

## પદ્યાવતરણ.

" एवं त्यक्त्वा बहिर्वाचं त्यजेदंतर शेषतः ।
एष योगः समासेन प्रदीपः परमात्मनः ॥१७॥ "

समाधि शतक.

બાહ્ય વાચા તજી આમ, અંતર નિ:શેષ જો તજે,
સમાસે આ કહ્યા યોગે, પરમાત્મા પ્રકાશશે.

( હરિગીત છંદ. )

નિજ એકશુદ્ધ સ્વરૂપ જાણી ભાવથી નિત્યે ભજો,
વાણી ગણી પર રૂપ અંતર–બાહ્ય બન્નેને તજો;
એવા પરમ ઉપદેશ રૂપે પરિણમેલા જાણજો,
ગુરૂરાજ પરમ કૃપાળુ તેની ભક્તિ ઉરમાં આણજો. ૧
શબ્દાદિ પાંચે વિષયો નિર્જીવ જે તેને વિષે,
જે હેય–આદિ ભેદરૂપ વિવેક હૃદયે વિલસે;
જેના વડે જાતિ–સ્મરણ આદિ થયે ગત કાળને,
જાણે જીવો તે ભાવનારૂપ અનુભવ સંભાળને. ૨
જાણે પરંતુ કોઇ તો કરવા સમર્થ હજુ નથી,
કરવા સમર્થ ઘણા બિચારા તત્ત્વને પામ્યા નથી;
જે તત્ત્વ જાણી પરમ પદને પામવા મંડી પડયા,
તેવા ગણ્યા ગાંઠયા વીરો, જે મુક્તિ સોપાને ચડયા. ૩
સંસાર ભોગ, શરીરથી ચિત્તે ઉદાસીનતા ધરે,
સમ્યક્ ગુરૂ જો તત્ત્વજ્ઞાની માર્ગદર્શક શિર પરે;
અનુભવ નિરંતર પામી હિત સાધે સુદૃઢ નિશ્ચય બળે,
તેને મળે છે મોક્ષ–સિદ્ધિ, અન્યને કદિ ના મળે. ૪
કોટિ કરમીઆ ખદબદે એવું શરીર દુ:ખ ખાણજે,
એવી શરીર રૂપ હેડમાં જીવ કેદી જેવો જાણજે;
જે ચિંતવી એ ચિત્તમાં ચેતન તણી ચિંતા કરે.
તે મુક્ત કરશે આત્મને ધારી દયા નિજની ઉરે. ૫

રે ભોગ અર્થે દેહ જાણે ધારતા ભવ વાસીઓ,
જો જ્ઞાન પામી મોક્ષ માટે દેહ ગાળે યોગીઓ;
જો જ્ઞાન સમ્યક્ થાય તો વિષ-રૂપ વિષયો લાગશે,
તો કોણ કાયા પોષી પાપે દુર્ગતિ બીજ વાવશે? ૬
જો મૂત્ર વિષ્ટા માંસ ચરબી હાડ ચામડીની મઢી,
આ દેહડી તે ઉપરે શી પ્રીતડી તુજ આવડી?
વિવેક બુદ્ધિ સર્વ-દૃષ્ટા તત્ત્વવક્તા તુજ ખડી,
તો મોહમાં મુંઝાય શાને? મુંઝવણ તજ આ ઘડી. ૭
ધનવાન નિર્ધન થાય છે, સમજાય તે સૌ લોકને,
વળી રાંકના પણ રાય થાયે, આ ભવે કે પરભવે;
અતિ લોભ ધનનો રાખવો તે દુઃખદાયી જાણીને,
તૃષ્ણા તજે, તે સુખ ભજે, એવો વિચાર ગમે મને. ૮
સંસારરૂપી દુઃખથી ના રોગ જબરો જાણીએ,
સમ્યક્ વિચાર સમાન ઔષધ પરમ કો ના માનીએ;
સંસાર-રોગ વિનાશ કાજે શાસ્ત્ર સમ્યક શોધીને,
સમ્યક્ વિચાર-ઉપાય ગ્રહું હું, પામી ગુરૂગમ બોધિને. ૯
દેહાદિ સર્વ અનિત્ય છે જો એ પ્રતીતિ મનમહીં,
સદ્‌ગુરૂ કૃપાથી તત્ત્વ શ્રદ્ધા અચળ જો હૃદયે રહી;
તો વન વિષે કે જન વિષે તું સર્વ સ્થાને છે સુખી,
પરક્ષણિક પ્રતીતિ તત્ત્વ શ્રદ્ધા વિણ ગમે ત્યાં તું દુઃખી. ૧૦
વિવેક-રવિના તત્ત્વ-તેજે જ્યાં સુધી જોયું નથી,
નિજ આત્મનું રૂપ વાસ્તવિક નિર્મળ અનંત ચતુષ્ટયી;
મોહાંધકારે ત્યાં સુધી અતિ આથડીને ફરી ફરી,
પામે પીડા ભવસાગરે જીવ જન્મ મરણો કરી કરી ૧૧

નિજ આત્મમાં લીનતારૂપી સમતા ધરે જે હૃદયમાં,
તેને જણાયે શબ સમાં શરીરો સુરૂપ નર નારીનાં;
ને વિષય ભોગ જણાય વિષ શા, ધન અનર્થક ધારતા,
વિષ એક ભવમાં દુઃખ દે, પણ વિષય ભોગ અનાદિના. ૧૨

પર દોષ દેખે તેથી તારૂં કામ સારૂં શું સર્યું?
પંચાત પરની ચિંતવીને કાર્ય સારૂં શું કર્યું?
હે બાલબુદ્ધિ, વ્યર્થ શા અર્થે કરે છે ખેદ તું?
પંચાત તજ તું પારકી સૌ કાજ કર નિજ આત્મનું. ૧૩

જે કાર્યમાં સુખ અલ્પ છે, જે દુઃખ-સંતતિ ના હરે,
મરતાં લગી મન બાળતું તે કાર્ય મૂર્ખ ના કરે;
તો શુભ શીલ-ભંગાદિ કે છળ-કપટ છાના-તું કરે,
ને જગતમાં ડાહ્યો કહાયો, ધિક્! એ ડહાપણ પરે! ૧૪

તપ, જ્ઞાન, ધ્યાન, મહાવ્રતાદિ આચરી મુનિ વેશમાં,
કરિ પુણ્યરૂપ કમાણું, ગાળી ભવ બધો અતિ કષ્ટમાં;
ક્ષણ માત્રમાં ક્ષય થાય જેથી થાય મુનિ પણ પાપીઆ,
તે કામ કામ-વિકારનું, શા હાલ તો સંસારીના? ૧૫

દેહાદિમાં મમતારૂપી આ મોહ શત્રુ સર્વનો,
ભૂલાવતો વિવેક, હણી શ્રુત જ્ઞાન ને હેયાદિનો;
એ મોહથી હારી જઈ જગ નાશ સન્મુખ જાય જો,
પણ મોહને હણનાર આતમ-જ્ઞાન છે એ બોધ લ્યો. ૧૬

સર્વ સ્થળે જન સર્વ મથતા, નિત્ય દુઃખો ટાળવા,
વળી ઝંપતા નથી દિન ભરમાં, શ્રમ કરે સુખ ભાળવા;
તોયે દુઃખો ના દૂર થાયે, સુખ ના સ્થિર કોઈનાં,
દુઃખ નાશ ને સુખ-પ્રાપ્તિ ફળ તો પૂર્વના સુકૃતનાં ૧૭

આ પુષ્પ, ચંદન, અંગનાદિ સુખ વિષયાદિ તણાં,
સૌ પામતા ક્રિયા વડે કૃત્રિમ ભવોભવ ભ્રમણમાં;
તે અધમ, મધ્યમ સર્વ પામે અહીં કે પરલોકમાં,
આશ્ચર્ય શું એમાં ? પરંતુ ધર્મ પ્રાપ્તિ કોકમાં. ૧૮

ભુખ, તરસ, કામ-વિકાર, રોષ, સુપોષવાનાં સાધનો,
દુઃખ ટાળવાની ઔષધિ માને, કહે કામી જનો;
પણ તે પરાધીન, ક્ષણિક-કષ્ટે પ્રાપ્ત પુણ્યાધીન જો,
ઈન્દ્રિય-સુખ દુઃખહેતુ તેથી ત્યાગી બેઠા મુનિવરો. ૧૯

મુનિ વેષ ધારીને રહે આશા ઉરે જો ધન તણી,
મુનિવેષ ધારીને રહે અભિલાષ વિષયોની ઘણી;
મુનિવેષ ધારીને રહે લોલુપતા જો સ્વાદની,
તો દુર્ગતિ બાંધી રખડશે; શી દશા પાખંડિની ? ૨૦

જે વિષય ને ધન પામવાની લાલચો મનમાં ધરે,
વળી રાગ હૃદયે રાખીને થઇ બાહ્ય વૈરાગી ફરે;
એ વેષધારી દંભીઓ, પાખંડીઓ જન-મન હરે,
ઠગનાર એવા પાપીઓ શું આપ પરનું હિત કરે ? ૨૧

રે ! લોક તો ભોળા બિચારા, માર્ગ પકડાવ્યો ગ્રહે,
રાચી રહે કુમાર્ગમાં, ઠગ ગુરૂને સંતો લહે[1];
ત્યાં કોણ ભ્રાંતિમાં પડે ના, મોહમાં ડુબેલ જે,
જન-રંજની મોહી ગુરૂનાં મોહ વાકયો સુણીને ? ૨૨

જે નિઃસ્પૃહી, નીરાગી ને જે આત્મજ્ઞાને સ્થિર છે,
અભિમાન દેહાદિકનું જેનું ગયું ગળી, વીર તે;

---

૧ જાણે-સદ્દહે.

સંતોષ પોષી, આશનો જે નાશ કરતા આ ભવે,
તે સંત સંતોષે સ્વ-મનને, લોક મન ના રીઝવે. ૨

જ્ઞાનામૃતે નથી તૃપ્ત કે ના આત્મરસ ચાખ્યો હજી,
ત્યાં સુધી છે શાસ્ત્રાર્થ-વાદી, લોક-રંજનને ભજી;
ચિંતામણિ ઉત્તમ મળે તો કોણ કહેશે ફરી ફરી,
જન જન કને જઇ એમ કે ચિંતામણિ જો મુજ જરી? ૨

વળી દર્શનો ષટ્ મૂળ ને ભેદાનુભેદે સેંકડો,
તે સર્વના વિરોધી આગ્રહનો નહીં કંઈ આંકડો;
તે સર્વને સંતોષનારો કોઇ એવો ફાંકડો,
આ લોકમાં તો ના દીઠો સંસાર તેથી છે ખડો? ૨

શું રાજ્યથી કે ધન થકી, શું કળા કે તપથી વળી,
જો ચિત્ત-સંતાપો ટળી, ના સ્વસ્થ શીતળતા મળી;
તે રાજ્ય ને ધન તે તથા તપ કે કળા પણ તે કળી,
પરિણામમાં જો સ્વસ્થતારૂપી સમાધિ સાંકળી. ૨

ક્રોધી જનો કરી શું શકે જો ચિત્તમાં શાંતિ વસે?
શું પ્રેમ ધરનારા કરે, જો ખેદ મનથી ના ખસે?
તેથી નહીં યોગી જનો જન રીઝવે કે દુભવે,
રાખે ઉદાસીનતા નિરંતર, સ્વસ્થતા મન ચિંતવે. ૨

નર એકલો નરકે જશે, હા! પાપ અતિશય આચરી,
ને એકલો સ્વર્ગે વસે, પુણ્યો તણા પુંજો કરી;
વળી એકલો મોક્ષે જશે, ક્ષય પુણ્ય-પાપ તણો કરી,
તજી સંગ-દુઃખો એકલો જ્ઞાની સુખી જ્ઞાને કરી. ૨

ત્રણ લોકને જિતનાર પણ મનનો વિજય તો ના લહે,
તેથી વિજય ત્રણ લોકનાને યોગીઓ તૃણવત્ કહે;

મનના વિજય માટે મથે યોગી, સનાતન સત્યને,-
સમજી ગુરુગમથી, કરે વશ ચિત્ત વૃત્તિ રોકીને. ૨૯

રે! ચિત્ત લયથી કોઈ અધિકો યોગ જગમાંહિ નથી,
સ્વ-સ્વરૂપની વિચારણાથી જ્ઞાન અધિકું પણ નથી;
ક્યાંયે સમાધિ-સુખથી જડશે કદી ના સુખ અતિ,
વિચારણા, મન-લય, સમાધિ, વિશ્વની ત્રણ વિભૂતિ. ૩૦

અણિમાદિ સિદ્ધિ આઠ દુર્લભ, ને રસાયન અંજનો,
રસકૂપી રૂપી ધાતુવાદો, ધ્યાન, મંત્રો, સ્તંભનો;
યોગો, સમાધિ આદિ ભાસે વિષવત્ જન-રંજનો,
સંતોષવાળા ચિત્તને, શિવ પંથમાં એ ભંજનો. ૩૧

સંકલ્પ, ચિંતા ને વિષયથી ચિત્ત વ્યાકુળ જેમનું,
સંસારના દુઃખથી દબાતાં, શોકમાં મન ડુબતું;
તે તત્ત્વને નથી જાણતા, નથી જ્ઞાન સમ્યક્ તેમનું,
તેને સમાધિ-સુખનું સ્વપ્નેય ભાન નથી થતું. ૩૨

પરમાત્મતત્ત્વ જણાવનારો એક શ્લોક ગણું ઘણો,
પણ કોટિ શાસ્ત્રો તે વિનાનાં વ્યર્થ પર-રંજક ગણો;
સંજીવની જો અલ્પ પણ સાચી કરે નર જીવતો,
ભારો ભલે હોયે મૂળ બીજાં, વ્યર્થ શ્રમ તેથી થતો. ૩૩

આત્મસુખની સ્વસ્થતાનો સ્વાદ હજી નથી ચાખીઓ,
ત્યાં સુધી ઇચ્છા ભોગની, વિષયાદિ સુખે સુખીઓ;
જો સ્વસ્થતાના સુખનો લવ એક મનમાં વાસીઓ,
તો રાજ્ય પણ ત્રણ લોકનું ઇચ્છે નહિ જો ઋષિઓ. ૩૪

રાગાદિવાળા ચક્રવર્તિ કે સુરેશ્વરનાં સુખો,
આત્મિક સુખ આગળ બધાંયે બંધ-હેતુ કે દુઃખો;

સુખ સ્થિર સાચું પામતા જો વીતરાગી મુનિઓ,
જે આત્મચિંતનમાં સદા તત્પર, તજી ઉપાધિઓ. ૩૫

રે! સેંકડો કામો વડે વ્યાકુળ થઇ જે મન બળે,
પામે નહીં શાંતિ કદિ ઇચ્છા છતાં કોઇ સ્થળે;
હૃદયે રહેલું સ્વરૂપ પણ પામે નહિં તે જન અરે!
જે સાર–ભૂત વિચાર તજી પરના વિચાર કર્યા કરે. ૩૬

વિષયાદિ–ભોગ વિવિધની ઇચ્છા કરી અત્યંત જે,
તે તો હવે અમૃતસમ સમતા વરી મન સહુ તજે;
ઉત્કૃષ્ટ સુખ જો અનુભવાતું સમાધિમાં અંતરે,
તો સુખ શું બાકી રહે, કે મન હવે વાંછા કરે! ૩૭

સત્સંગ–સદ્‌ગુરૂના પ્રતાપે, સ્નેહ હૃદયે રાખીને,
વૃત્તિ તણી બત્તી બનાવી, મોહ–મેશ ઉડાવીને;
ઉજ્વલ પ્રકાશો જ્ઞાન પાંચે, જ્ઞાન પંચમ પામીને,
હરિગીત, હૃદય–પ્રદીપ; સાધન–સાધ્ય દે આનંદને. ૩૮

---

## સ્વદોષ–દર્શન.

(શ્રી રત્નાકર પચ્ચીસી અનુસાર.)

દોહરા.

**મંગલાચરણ:—**

આપ્ત પુરૂષ ગુરુરાજ મુજ, દીનાનાથ દયાળ;
દિલ ખોલી કહું દોષ મુજ, શરણાગત પ્રતિપાળ. ૧

સ્વપ્ન રૂપ સંસારમાં, રચિ-પચિ મન મુંઝાય;
જાગૃત કરી નિર્મળ કરો, દૃષ્ટિ મુજ ગુરુરાય. ૨

---

મોક્ષ લક્ષ્મી લટકાં કરે, ક્ષાયક વીર્ય પ્રતાપ;
ઇન્દ્ર નરેન્દ્ર પડે પગે, અતિશય-શાળી આપ. ૩
ચિરંકાળ જયવંત હો! સર્વજ્ઞ ગુરુ દેવ;
બંધાયેલો અજ્ઞ હું, અંધ, બંધની ટેવ. ૪
ત્રણ જગનો આધાર તું, કૃપાતણો અવતાર;
ભારે ભવ-વ્યાધિ થકી, વૈદ્ય નિરાગી તાર. ૫
જાણો છો સહુ હે! પ્રભુ, તો પણ વીતક વાત;
કંઇક કહું હુ આપને, ભોળા ભાવે તાત. ૬
બાળ બાળલીલા સહિત, દોષ કહે જે હોય;
ભોળા ભાવે તાતની, આગળ ભય સહુ ખોય. ૭
તેમ કહું છું સત્ય હું, મુજ અંતરના ભાવ;
પશ્ચાત્તાપ વડે ગ્રહી, રાજપ્રભુ, તુજ પાવ. ૮
ના દીધું મેં દાન કે, શીલ ન સેવ્યું શુદ્ધ,
તપ તપીઓ નહીં આ ભવે, થયો ન ભાવ પ્રબુદ્ધ. ૯
ઉત્તમ નર ભવ પામીને, કર્યું ન કરવા જોગ;
ભ્રાન્તિમાં ભમતાં વૃથા, લુંટાયો મુજ યોગ. ૧૦
ક્રોધ-લાય લાગી ઉઠી, ડસ્યો લોભરૂપ નાગ;
અભિમાન-અજગર ગળે, નહિ નાઠાનો લાગ. ૧૧
મુંઝવે માયા-જાળ આ, ઘેરી રહી ચોફેર;
ભય ભંજન ભગવાન તું, ભજું તને કયી પેર? ૧૨

પરભવનું હિત ના કર્યું, આ ભવમાં ધરી ખંત;
આ ભવમાં સુખ ના દીઠું, શું કહું? હે! ભગવંત. ૧૩

ભવ ભવ ભમવા ભવ ધર્યો, મુજ સમ જગમાં કોણ?
અધમોદ્ધારણ 'નાથ બિન, બિગરી સુધારે કૌન?' ૧૪

મનહર વર્તનવંત તું, મુખ-શશિ, અમી સમ વેણ;
અપૂર્વ યોગે સાંભળી, હર્ષ ઝરે નહિં નેણ. ૧૫

કઠોર મુજ મન હું ગણું, જડ જેવું યે નાંહિ;
ચન્દ્રકાન્ત પત્થર છતાં, દ્રવે ચાંદની માંહિ. ૧૬

ભવ ભમતાં હું પામીઓ, આપ કૃપાથી સાર–
રત્નત્રય દુર્લભ મહા, ભાવ દયા–દાતાર. ૧૭

પ્રમાદરૂપ નિદ્રા વશે, ખોયાં એ ત્રણ રત્ન;
કોને કહું તે હે! પ્રભુ? કેવો કરૂં પ્રયત્ન? ૧૮

વૈરાગ્ય રંગે જન ઠગ્યા, દઈ જન–રંજન બોધ;
વાદ કર્યા વિદ્યા ભણી, કરણી હસવા જોગ. ૧૯

પરનિંદા–વિષ્ટા વડે ખરડાયું મુખ પૂર્ણ;
પરનારી નિરખી નયન, અંજાયાં વિષ-ચૂર્ણ ૨૦

પરનું બુરૂ ચિંતવ્યે, મન મુજ થયું મલીન;
શીય વલે મારી થશે? દીન–બંધુ હું દીન. ૨૧

કામ–પીડા વશ થઈ, અરે! વિષય વિષે બની અંધ;
આત્માનો વૈરી થયો, બાંધી કર્મના બંધ. ૨૨

આ કહું આપ સમક્ષ હું, આણી મનમાં લાજ;
વગર કહ્યે જાણો છતાં, સર્વજ્ઞ ગુરૂ રાજ. ૨૩

મંત્ર તંત્ર મિથ્યા ભણ્યો, આત્મ-હિત-હણનાર;
તજી 'પરમ ગુરૂ' મંત્ર જે, ઉતારે ભવપાર. ૨૪

કુશાસ્ત્ર વચનો વડે, ઉત્થાપ્યાં સત્શાસ્ત્ર;
આરાધ્યા કુદેવને, મિથ્યા વર્તન માત્ર! ૨૫

પ્રભુ-દર્શન પામ્યો છતાં, ભ્રાન્ત-મતિ, મોહાંધ;
ચિંતવતો ચંચળ નયન, નારી અંગોપાંગ. ૨૬

મૃગ-નયના નિહાળતાં, લાગ્યો લવ ઉર રાગ;
શાસ્ત્ર-સમુદ્રે મગ્ન મન, તોય તજે નહિ ડાઘ. ૨૭

મળે ન મુજમાં રૂપ, ગુણ, કળા, પ્રભા, પ્રભુતાય;
તોપણ માન મુકાય ના, અહંકાર ઉભરાય. ૨૮

ક્ષણ ક્ષણ જીવન જાય પણ, પાપ બુદ્ધિ નહિ જાય;
વય ગઈ, તોય ન વિષયની, અભિલાષા દૂર થાય. ૨૯

દોડ દવા કરવા કરૂં, ઢીલ ધર્મમાં થાય;
મહા મોહ મુંઝવે મને, સ્વામી! કરો સહાય. ૩૦

કેવળજ્ઞાન-રવિ સમા, પ્રગટ દેવ ગુરુ આપ;
છતાં હું સુણતો ફર્યો, "નહીં પુણ્ય કે પાપ. ૩૧

નહિ આત્મા, નહિ ભવ વળી," વિષયી જનનાં વેણ;
વિષ સમ વિત્રય વધારતાં, પીધાં મેં જીવ-લેણ. ૩૨

કામધેનુ, ચિંતામણિ, કલ્પવૃક્ષના ભોગ;
રટી આર્ત ધ્યાને વહ્યો, કર્યું ન કરવા જોગ. ૩૩

પ્રગટ સુખદ જિન ધર્મથી, રંગાયા નહિ ભાવ;
એ મુજ મૂઢ દશા પ્રભુ! કહી સંક્ષેપે સાવ. ૩૪

દેવ, પૂજ્ય પૂજ્યા નહિં, ધર્યો ન સાધુ–ધર્મ;
શ્રાવક–વ્રત સેવ્યાં નહિં, ગહન ધર્મનો મર્મ. ૩૫

મનુષ્ય ભવ મોંઘો મળ્યો, ચિંતામણિ સમાન;
અરણ્ય–રૂદન સમ ગયો, વહી વ્યર્થ, ભગવાન. ૩૬

'ભોગ રોગનું બીજ,' ના–જાણ્યું કરતાં મોજ;
ધનનું ધ્યાન ધરૂં સદા, મરણ ન સમરૂં રોજ. ૩૭

સ્ત્રી–ચિંતન–ફળ નરક છે, ચિત્ત ન ચેતે તોય;
અધમ કૃત્ય કરતાં નહિં, પાછું વાળી જોય. ૩૮

સંતોષ્યું નહિ સંત ઉર, સેવી સાધુ ચરિત્ર;
પરોપકાર કરી નહિ–પામ્યો સુયશ પવિત્ર. ૩૯

તીર્થોદ્ધારક કાર્યમાં, કર્યો નહિ પુરૂષાર્થ;
વ્યર્થ ગુમાવ્યો ભવ બધો, વિસારી આત્માર્થ. ૪૦

સદ્ગુરુનાં વચનો સુણી, જાગ્યો નહિ વૈરાગ્ય;
શાંતિ સેવી ના શકયો, સુણી દુર્જનનાં વાકય. ૪૧

આત્મજ્ઞાનનો લેશ નહિ, મુજમાં હે ! ગુરુ રાજ !
ભવજળ કેમ તરાય તો ? તું મુજ ધર્મ જહાજ. ૪૨

પુણ્ય કર્યું નહિ પર ભવે, આગળ પણ નહિ થાય;
આ ભવ, ગત ભવ, ભાવિ ભવ, ત્રણે નકામા જાય ! ૪૩

શું દેવાધિદેવને, વ્યર્થ કરૂં મુજ વાત !
કયાં ત્રિભુવન–દર્શક પ્રભુ, શી મુજ વાત વિશાત ! ૪૪

તુજ સમ તારક કો નથી, દીન જનના આધાર;
દયામણો મુજ સમ નહિ, જગમાં જગદાધાર. ૪૫

તોપણ કંઈ પણ યાચના, ના ધનની ધરૂં ઉર;
કિંતુ યાચું આટલું, કેવળ, કેવલ—સૂર ! ૪૬
રત્નાકર, મંગલનિધિ, બોધિ–રત્ન દે દાન,
ભવ–ભય-ક્ષય જેથી થતાં, પામું મોક્ષ નિદાન. ૪૭

---

## ઉપસંહાર.

મુંગા વાચા પામતા, પંગુ ગિરિ ચઢી જાય!
ગુરૂ–કૃપા–બળ ઓર છે, અંધ દેખતા થાય! ૪૮
જંગલમાં મંગલ બને, પાપી બને પવિત્ર!
એ અચરજ નજરે તરે, મરણ બને છે મિત્ર! ૪૯
અખંડ વિશ્વાસે વસું, સાચા શ્રી ગુરુરાજ;
રડવડતો કયમ રાખશો? બનું નહિ નારાજ. ૫૦
મુજ અવગુણ, ગુરુરાજ ગુણ, માનું અનંત અમાપ;
બાળક કર પ્હોળા કરી, દે દરિયાનું માપ. ૫૧
સમર્થ **શ્રીમદ્ રાજચંદ્ર**, હું શ્રદ્ધાળુ બાળ,
અચૂક આશ્રય આપીને, પળ પળ લ્યો સંભાળ. ૫૨

**ઇતિ–સ્વદોષ–દર્શન.**

---

# શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના

# દ્રુમપત્રક અધ્યયનનો

## પદ્યાનુવાદ.

હરિગીત

મંગલાચરણ:—

સન્માર્ગદર્શી બોધદાતા, કૃપા અતિ વર્ષાવતા,
આશ્રય અને આદર થકી, અમરંકને ઉદ્ધારતા;
વરધ્યેયમૂર્તિ જ્ઞાનઘન, ગતદોષ ગુણે દીપતા,
ગુરૂરાજજી તુમ ચરણમાં, દીનભાવથી હો વંદના. ૧

વસ્તુ નિવેદન:—

દિવ્ય તેજે ઝગમગે શી? અનક્ષરી વીર ભારતી,[1]
ગુંથિત ગણધર ઉત્તરાધ્યયન, સૂત્રમાં ગૌતમ ભણી.
તેનું દશમ અધ્યયન શુભ દ્રુમપત્રક નામનું,
ગુર્જરપદે અવતરણ યત્ન, સ્વલ્પ મતિથી આદરૂં. ૨

આયુક્ષણિકતાઃ—

શોભિત નૂતન પત્ર પણ, નિશદિન કાળ વહી જતાં,
તરૂવર થકી તૂટી પડે, જર્જરિત ને પાકાં થતાં;
ક્ષણ ક્ષણ વહી આયુસ્થિતિ, ત્યમ વિનશે નર દેહની,
પ્રમાદના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૩

---

૧ વાણી.

સ્થિત દર્ભ કેરા અગ્રભાગે બિંદુ જ્યમ ઝાકળ તણું,
ક્ષણમાત્ર રહ્યું કે ના રહ્યું ને, અવનીપર આવી જતું;
ક્ષણ ક્ષણ વહી આયુસ્થિતિ, ત્યમ વિનશે નર દેહની,
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૪

આયુસ્થિતિ ને અંતરાયઃ—

નિરૂપક્રમ આયુષ્યની તો, કાળ સ્થિતિ અલ્પ છે,
સોપક્રમી જીવિત તો, અતિ વિઘ્નથી પરિપૂર્ણ છેઃ
વિહિન કર નિજ આત્મથી, પૂર્વે ગ્રહી રજ કર્મની,
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૫

મનુષ્યભવ દુર્લભતાઃ—

માનવપણું દુર્લભ અતિ, છે દીર્ઘકાળે પ્રાણિને;
દૃષ્ટાંત દશના ન્યાયથી, બહુ કર્મમાં કચડાઇને;
અતિ ગહનને સ્થિતિ ગાઢ છે, કર્મો તણા વિપાકની,
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૬

પૃથ્વીકાય કાળ, દુખાદિઃ—

પર્યાય પૃથ્વીકાયના, જીવ ગાઢ કર્મે પામતા,
ત્યાં કાળ સંખ્યાતીત ભ્રમે, ઉત્કૃષ્ટથી તે કાયમાં;
અતિ પ્રબળ પીડા અનુભવે જે, વાચ્ય નવિ વાણી થકી,
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૭

જળકાય કાળ દુખાદિઃ—

પય કાયના પર્યાય જીવો, ગાઢ કર્મે પામતા,

ત્યાં કાળ સંખ્યાતીત ભ્રમે, ઉત્કૃષ્ટથી તે કાયમાં;
હા! હા! બહુ બળ કર્મનું, શક્તિ નિરોધે જીવની,
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૮

વાયુકાય કાળ દુઃખાદિઃ—

પર્યાય વાયુ કાયના, જીવ ગાઢ કર્મે પામતા,
ત્યાં કાળ સંખ્યાતીત ભ્રમે, ઉત્કૃષ્ટથી તે કાયમાં;
ભોગી નિજકૃત કર્મફળનો વીર્યહીન ચેતન થઈ,
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૯

તેઉકાય કાળ દુઃખાદિઃ—

પર્યાય તેઉ કાયના જીવ ગાઢ કર્મે પામતા,
ત્યાં કાળ સંખ્યાતીત ભ્રમે, ઉત્કૃષ્ટથી તે કાયમાં;
મદમોહ માયાધીન જીવ, ભવમાં ભમે ભૂરિ ભૂરી,
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૧૦

વનસ્પતિ કાય કાળ દુઃખાદિઃ—

પર્યાય હરિત કાયના, જીવ ગાઢ કર્મે પામતા,
સ્થિતિ અનંતી કાળની, ઉત્કૃષ્ટથી તે કાયમાં;
દુરંત દુઃખે જન્મ મરણો, મોહથી ત્યાં ભોગવી,
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૧૧

દ્વીંદ્રિય દુર્લભતા, કાળ દુઃખાદિઃ—

સ્થાવર થકી કંઇ ન્યૂન કર્મે, ત્રસપણું જીવ પામતા,
સ્પર્શન[1] સહી રસના[2] લહી, દ્વીંદ્રિય કાયા ધારતા;
સંખ્યાત કાળ વસી રહે, ઉત્કૃષ્ટ તે પર્યાયથી,
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૧૨

---

૧ સ્પર્શેન્દ્રિય. ૨ જીભ.

**ત્રીંદ્રિય કાળ દુખાદિઃ—**

અવકાશ લહી કંઇ કર્મનો, ત્રણ ઈંદ્રિ જીવો ધારતા,
ઘ્રાણાદિના વિષયો વહી, વિષપાન પીડા પામતા;
સંખ્યાત કાળ વસી રહે, ઉત્કૃષ્ટ તે પર્યાયથી,
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૧૩

**ચૌરેંદ્રિય કાળદુઃખાદિઃ—**

ચોરેંદ્રિય પર્યાયમાં જીવો વળી ભવ ધારતા,
ચૌ ચક્ષુ આદિ ચારૂ ચાહી, વેદના અતિ વેદતા;
સંખ્યાત કાળ વસી રહે, ઉત્કૃષ્ટ તે પર્યાયથી,
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૧૪

**તિર્યંચગતિના કાળદુઃખાદિઃ—**

ઈંદ્રિય પાંચે પ્રાપ્ત કરી, તિર્યંચ ગતિમાં ઉપજી,
કુડ કપટને માયા થકી, વધ વહનનાં દુઃખો વહી;
સ્થિતિ સાત કે ભવ આઠની, ઉત્કૃષ્ટ તે પર્યાયથી,
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૧૫

**દેવ, નરક કાળ દુખાદિઃ—**

શુભ અશુભના પરિમાણુથી,[૧] લહી દેવ નારકની ગતિ,
ઉત્કૃષ્ટથી ભવ એક સ્થિતિ, પ્રત્યેક તે પર્યાયથી;
ત્રિવિધ તાપે વ્યાપ્ત આ, સંસારમાં નહિ કો સુખી,
પ્રમાદ ના કર સમય પણ વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૧૬

**યોગ પ્રાપ્તિના અભાવે સમસ્ત ભ્રમણઃ—**

---

૧ પ્રમાણ–માપ.

પ્રચુર[1] પ્રમાદે ભવ ભ્રમણ, એમ જીવ નિત્યે પામતા,
નિજ અશુભ કે શુભ કર્મથી સુખ દુઃખ સર્વ વેદતા,
ધર્મ ધારણ હેતુ કારણ, યોગ દુર્લભતા થકી,[2]
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૧૭

**આર્યત્વ દુર્લભતાઃ—**

નર દેહમાં પણ ચોર આદિ, મ્લેચ્છ જાતિ જો લહી,
અવિવેક ને અનઆર્યતાથી, અફળતા અવતારની;
આર્યત્વ સહ નર દેહની, સંપ્રાપ્તિ છે અતિ આકરી,
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૧૮

**ઇન્દ્રિય નિપુણતા દુર્લભઃ—**

કંઈ પુણ્યયોગે આર્યદેશે, દેહ ધરી જીવો ઘણા,
વ્યાધિવશે થાતાં વ્યથિત[3], વિકલેન્દ્રિ[4] શા એ દીસતા;
દુષ્પ્રાપ્ય છે નિશ્ચય વળી, સંપૂર્ણતા સવિ ઇંદ્રિની,
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૧૯

**ઉત્તમ ધર્મશ્રવણ દુર્લભતાઃ—**

ક્ષયોપશમ[5] લબ્ધિ થકી, ઇંદ્રિય નિપુણતા લહી,
દઢ આગ્રહે સેવી રહે, કુતીર્થે કુગુરૂ કુમતિ;
તાત્ત્વિક ઉત્તમ ધર્મનું પણ, શ્રવણ દુર્લભ છે અતિ,
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૨૦

---

૧ ઘણા. ૨ ધર્મને ગ્રહણ કરવામાં હેતુભૂત સત્સંગ, સત્પુરૂષાદિના યોગ-પ્રાપ્તિની દુર્લભતા હોવાથી. ૩ દુઃખી થઇ. ૪ રોગથી ઇંદ્રિયની શક્તિ હાનિ પામે છે એટલે ઇંદ્રિય જ જાણે નથી એવા. ૫ આવરણની તારતમ્યતા જેથી થાય છે તે.

**શ્રદ્ધા પરમ દુર્લભ છે:—**

સત્પુરૂષ સંગે શ્રવણુ પામે, શુદ્ધ સાત્ત્વિક ધર્મનું,
'પ્રવચનપરમ તે સત્ય છે,' દુર્લભ યથા પ્રતીતિપણું;
સ્વચ્છંદને મિથ્યાત્ત્વથી, વિમુખ દૃષ્ટિ રહે અહીં,
પ્રમાદ ના કર સમય પણુ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૨૧

**શ્રદ્ધા પછી સંયમ દુર્લભતાઃ—**

સર્વજ્ઞના સત્સમયની, સત્યાર્થ સદ્દહણા સહી,
દુષ્કર વળી પ્રમાદ પરિહરી, કાયચરિયા સ્પર્શવી;
અભ્યાસયોગે પંચભોગે, અટકતા મૂર્છા થકી,
પ્રમાદ ના કર સમય પણુ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૨૨

**શ્રવણુ ક્ષણિકતાઃ—**

સશક્ત કાયા જીર્ણુ થાયે, કૃષ્ણુ કચ ધોળા બને,
જે [1]શ્રૂતિ શક્તિ [2]શ્રૂતિની તે, સ્પષ્ટ [3]શ્રૂતિ ને ના ગ્રહે;
પરિવર્તતી [4]મૂર્તિ સ્થિતિ, ત્યમ સર્વ માનવ માત્રની,
પ્રમાદ ના કર સમય પણુ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૨૩

**નેત્ર નશ્વરતા:—**

સશક્ત કાયા જીર્ણુ થાયે, કૃષ્ણુ [5]કચ ધોળા બને,
જે [6]દૃષ્ટિ શક્તિ દૃષ્ટિની,[7] નવ [8]દૃશ્ય તે દેખી શકે;
લય પામતું સામર્થ્ય એવું, કાયનું અતિ વેગથી,
પ્રમાદ ના કર સમય પણુ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૨૪

---

૧ શ્રવણુશક્તિ. ૨ શ્રવણેન્દ્રિય. ૩ શ્રવણ. ૪ શરીર. ૫ વાળ. ૬ જોવાની શક્તિ. ૭ નેત્ર. ૮ જોવા યોગ્ય પદાર્થ.

ઘ્રાણ ક્ષણિકતાઃ—

સશક્ત કાયા જીર્ણ થાયે, કૃષ્ણ કચ ધોળા બને,
જે [1]ઘ્રાણશક્તિ [2]ઘ્રાણની તે, હાનિ લહી ના [3]ઘ્રાણ લે;
ક્ષયોપશમ આ [4]કરણનો, [5]ચપલા સમો ચંચળ અતિ,
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૨૫

રસના શક્તિ અસ્થિરતાઃ—

સશક્ત કાયા જીર્ણ થાયે, કૃષ્ણ કચ ધોળા બને,
રસના તણી રસ શક્તિ તે, ના સ્વાદ રસ જાણી શકે;
રે સારી પેઠે પોષતાં પણ, કાય કૃતઘ્ની છે નકી,
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૨૬

સ્પર્શનની ક્ષણિકતાઃ—

સશક્ત કાયા જીર્ણ થાયે, કૃષ્ણ કચ ધોળા બને,
જે સ્પર્શ શક્તિ સ્પર્શની તે, સ્પર્શમાં પુરી ના રહે;
હા ! શક્તિ તનની જોતજોતા, નાશ પામે અભ્રશી,
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૨૭

સર્વ અંગ ક્ષણિકતાઃ—

સશક્ત કાયા જીર્ણ થાયે, કૃષ્ણ કચ ધોળા બને,
તન અંગ સર્વે ક્ષીણ થઈ, નિજ નિજ ધર્મો ના ભજે;
ક્ષણરંગી છે સુરધનુ સમી, સવિ શક્તિ આ સંહનનની,[6]
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૨૮

૧ સુંઘવાની શક્તિ. ૨ નાસિકા. ૩ વાસ. ૪ શરીર, ઈંદ્રિય. ૫ વિદ્યુત. ૬ શરીરની.

**વ્યાધિ આદિ પીડા આવતી હોવાથી ધર્મ ત્વરાથી કરઃ—**

અરતિ અને વિસૂચિકાદિ, વ્યાધિ વિવિધ સ્પર્શતાં,
વિધ્વંસતા તુજ શરીરની, નિર્વીર્ય થઈ હારી જતાં;
વ્યાધિ જરા રંજાડતી, ક્ષીણ ના કરે વપુ ત્યાં લગી,
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૨૯

**સ્નેહત્યાગ ઉપદેશઃ—**

શશિ સ્નેહથી શરદસમયે સારસ[૧] તજે જલનેહને,
તું સિદ્ધિ સાટે શ્રેષ્ઠ યોગે, ત્યાગી દે મુજ સ્નેહને;
નિઃસંગ થા રે સર્વથા, સૌ સ્નેહના સંબંધથી,
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૩૦

**ત્યાગમાં દૃઢતાદર્શકઃ—**

ત્યાગી, કનક ને કામિની, વર મુનિપણું તેં લાભિયું,
દૃઢચિત્ત થઇ સંયમ તણાં, વિશુદ્ધ પરિણતિ ધારતું;
ત્યાગીને શું પુનઃ ગ્રહવી, ત્યાગ તે ત્યાગી ગણ્યાં,
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૩૧

**મિત્રાદિ સ્નેહ ત્યાગી દૃઢ થવા કહે છેઃ—**

મિત્રો અને પરિવારને, સંપત્તિ સમુહ ત્યાગીને,
મા શોધ તું સંસારના, સ્નેહાદિ સંબંધો હવે;
પ્રીતિ તણા પ્રતિબંધ તોડી, [૨]પ્રવ્રજ્યા પંક્તિમહીં,
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમભણી. ૩૨

**પ્રમાદત્યાગ ઉપદેશક—**

---

૧ કમળ. ૨ સંયમ શ્રેણિ.

દેખાય ના જિનદેવ પણ, બહુ-માન્ય મુક્તિ માર્ગ જે,
સદ્‌ગુરૂ બોધે શ્રદ્ધી અર્થી, ભાવિમાં શિવ સાધશે;
પ્રત્યક્ષ મુજ આ યોગ સમયે, પ્રાપ્ત સિદ્ધિ સૃતિ[1] મહીં,
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૩૩

માર્ગ પ્રાપ્તિ દર્શક:—

મિથ્યાત્વ આદિ વિવિધ વિઘ્નો, વ્યાપ્તપથ પરિવર્જીને,
મુક્તિ તણો વિશાળ ધોરી, માર્ગ ધાર્યો તેં હવે;
સંપૂર્ણ ને દૃઢ નિશ્ચયે, સમ્યક્ પથે ગતિ તાહરી,
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૩૪

પશ્ચાત્તાપ ત્યાગ કર:—

કુપથ પ્રવેશી અબળ ભારિક,[2] મા ગ્રહો [3]અનુતાપને,
વિષમ સંયમ માર્ગ ગ્રહી ના, પામ તું અનુતાપને;
સંયમ તણી વિષમ છતાં, નિજ ભાવની શ્રેણિમહીં,
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૩૫

ઉત્સાહવર્ધક:—

ગંભીરને અગાધ આ, ભવસિંધુ પાર પામિને,
તું કિં પુન: અટકી રહે, ઉત્તાન[4] તીરે આવીને?
શીઘ્રતાથી પાર ઉતરી, ધાર ગતિ તું શિવ પ્રતિ,
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૩૬

---

૧ માર્ગ. ૨ ભાર વહન કરનાર મજુર. ૩ પશ્ચાત્તાપ. ૪ છીછરા.

પ્રેરણાપ્રેરક:—

અશરીરહેતુ[1] શુદ્ધશ્રેણિ, પ્રાપ્ત કરી પરિણામમાં,
શિવસૌખ્યકારી, ક્ષેમને, અતિ શ્રેષ્ઠ સિદ્ધિ લોકમાં;
નિશ્ચયપણે નિષ્કર્મ થઈ, તુજ ગમન છે ગૌતમગણી,
પ્રમાદ ના કર સમય પણ, વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૩૭

સંયમ સ્વરૂપ ને ઉપદેશ હેતુ:—

વન ગામમાં કે નગરમાં, હે! સંયમી ને બુદ્ધ તું,
વિહર પરિનિવૃત્ત થઈ, સમ્યક્ચરિયા ધારીતું;
કર વૃદ્ધિ વર ઉપદેશથી, વીતરાગ શાંતિ માર્ગની;
પ્રમાદ ના કર સમય પણ વીર ઉચ્ચરે ગૌતમ ભણી. ૩૮

પ્રભુ ઉપદેશ શ્રવણથી કર્મ નાશ થતાં સિદ્ધિ ગમન:—

નિ:સીમ જ્ઞાને જ્ઞાનચક્રી, બુદ્ધ વીર મુક્તિ પતિ,
સુકથિત સુંદર ઉપમાપદ અર્થથી સુણી આ કૃતી;
સૌ રાગ આદિ અરિ અનાદિ, છેદીને ગૌતમ ગણી,
અપુનર્ભવી ત્રિલોક શિખરે, પ્રાપ્ત ગતિ સિદ્ધિ તણી. ૩૯

વાણીવક્તા નિર્દેશ:—

ગૌતમ ગુરૂને વીર વિભુએ, ભાખિયું તે સુણીને,
'જંબુ કહું છું તે પ્રકારે,' સ્વામિ સુધર્મા વદે;
વીર વાણી આ વાંચે શ્રવે ને મનન કરે તે જીવને,
અઘ વિનશી સત્સંગથી, પુણ્યોદયે ગુણ દીપશે ૪૦

સમય શબ્દના અર્થ:—

---

૧ સિદ્ધિપણાના હેતુભૂત.

એ દિવ્યવાણી વીરની ત્યાં, સમયના બે અર્થ છે,
અવિભાગી અંશો કાળનાને, દ્વિતીય અવસર પ્રાપ્તિ છે;
'રે समय गोयम मा पमाए,' બોધ તણી ચોથી કડી,
ન વિસારતાં નિત્યે પ્રતીતે, સ્મરણમાં અતિ રાખવી. ૪૧

પ્રમાદ અર્થતપ્રતિપાદક:—

ના ધર્મઆદર આળસે રતિ, પાપમતિ કષાય ને,
અતિ અલ્પ પણ પરભાવમાં, પરિણામ તેહ પ્રમાદ છે;
ભેદો ઘણા પ્રમાદના, પ્રભુએ કહ્યા છે આગમે,
એ સર્વ જાણી ત્યાગવા, ઉત્તિષ્ઠ થા તું સત્વરે. ૪૨

ક્ષમા યાચના:—

અતિ ગહનને અગમ્ય તે, પ્રભુ આશયો મતિ અલ્પથી,
હોયે લખ્યા વિરૂદ્ધ તે, પ્રમાદને અજ્ઞાનથી;
વિનમ્ર ભાવે હે પ્રભુ, ને સુજ્ઞ વાંચક આપની,
સદ્ગુરૂની સુસાક્ષિએ, યાચુ ક્ષમા સૌ ભૂલની. ૪૩

અંત નમન:—

રાજગુરૂની જયકારશી, ચંદ્ર રૂચિ દ્રષ્ટિ અમી!
ગુણદાયીને રૂણ મુક્તિને, દેનાર એ વર્ષા[1] સમી;
ભવ તાપ મુક્તિ અર્પતી એ, સર્વને હો શ્રેયસી,
વંદુ વિનયે દર્પ હરતિ, નાથ દષ્ટિ વિરતી. ૪૪

---

૧ વર્ષા રૂતુથી ધન ધાન્યાદિની વૃદ્ધિ થઇ રૂણથી મુક્ત થાય છે તેમ આપની કૃપાથી સમ્યકૂરૂપી ગુણ પ્રાપ્ત કરી કર્મના રૂણથી મુક્ત થઇ સિદ્ધ થાય છે.

**અવતરણ સ્થાનયોગ નિર્દેશઃ—**

ચારૂત્તરે અગાસમાં, અતિશોભતી મુગટ સમી,
શ્રી રાજચંદ્ર આશ્રમતણી, તીર્થભૂમિ સત્‌ઓપતી;
શ્રી રાજચંદ્ર છાંયને, લઘુરાજ સ્વામિ સંગમાં,
નિજ ભાવ વૃદ્ધિ આશથી, કરજોડી કરૂં પદપૂર્ણતા. ૪૫

---

## શ્રી વિમળાચાર્યકૃત

# શ્રી સંવેગદ્રુમકંદલી.

**પદ્યાનુવાદ.**

**મંગળાચરણઃ—**

હરિગીત.

નિજ શુદ્ધ દર્શનજ્ઞાનસહ આસ્વાદી આત્માનંદના,
શ્રી રાજચંદ્ર પાદ પૂજું હેતુ મુજ આત્માર્થના;
શ્રી રાજપદ્મે ભ્રમરસમ લઘુરાજશ્રી નમુ ગુંજતા,
સદ્‌બોધ રવિ છવિએ હરો તમતમી[1] સમ મમ અજ્ઞતા. ૧

અસાર આ સંસારમાં હું સાર સમજી રાચિયો,
કનક કાંતા, કીર્તિ, [2]કરણ ભવ ભોગ, મમતે માચિયો;
માથે મરણ કૃતકર્મનું દુઃખ નિશ્ચયે સહવું નકી,
ના જાણિયું, ગણકાર્યું ના, જાણે અમર રે'વું ટકી ૨

૧ રાત્રી. ૨ શરીર-ઇંદ્રિયો.

એ મોહ મુજ હરવા અને, મુજ મૂળ રૂપ સમજાવવા,
શ્રદ્ધા સ્થિતિ સ્વરૂપે કરી, ભવ પરિભ્રમણ નિવારવા;
પથ એક જે પરદ્રવ્ય, પર–કૃતભાવથી વૈરાગ્યનો,
યથાર્થવાદી શ્રી કૃપાળુએ પ્રકાશ્યો પાવનો. ૩
નહિ રાગ લવ કે દ્વેષ પ્રભુ, જાણો જુઓ જગ સૌ યથા,
અમસમ હતા પૂર્વે તમે પણ દુઃખભોગી સર્વથા;
દુઃખ જાણિયું, ઉપાય સાચો શોધી દુઃખથી છૂટિયા,
સન્માર્ગ બોધે આપએકજ યોગ્ય તેથી જાણિયા. ૪
સદ્ગુરૂનો અનુગ્રહગ્રહી, અવધારૂં જો તુમ માર્ગને,
દુઃખમુક્ત થઇ સત્વર લહીશ, સ્થિર સૌખ્યએ નિશ્ચય મને;
તે પંથ પ્રવૃત્તિમહીં મુજવૃત્તિને વધુ વાળવા,
સંવેગદ્રુમ કંદલીકર્યું સુરિ વિમળની વિમળ થવા. ૫

મૂળઅવતરણઃ—

રાગ. દ્રષ્ટિ આઠમી સારસમાધિ, નામ પરાતસ જાણુંજી.

ભવદુઃખ પીડા લેશ ન જેને, મોહની આંધી ભાંગીજી,
નાસાગ્રે કરી નેત્ર સ્થિરતા, નિરખે યોગી નિરાગીજી;
પરમતેજ, તમની પણ પારે, સુપ્રતિષ્ઠિત પ્રકાશોજી,
અક્ષય અલખ અમલ પરમાતમ, જય જય જ્યોતિ
વિલાસોજી. ૬
રાગરોષને મદ મદનાદિ, જગવિજયી અભિઘાતીજી[૧],
સકળ ચરાચર જગમાં પ્રાયે, વ્યાખ્યા અતિ વિજાતીજી;
તેથી ચિત્ત મદોન્મત્ત હાથી, ધર્મબાગનો ઘાતીજી,
વશ કરવાને આરંભું આ, પંચાશતની પાંતીજી[૨]. ૭

---

૧ શત્રુ. ૨ શ્રેણી.

જૂઠી જાળથી ગુંથિત જગમાં, બાંધી રે ચિત્ત ! સ્નેહજી,
શુદ્ધ સામગ્રી મિલિ ચિરકાળે, અફળ કરે કિમ એહજી;
ક્ષાંતિ, માર્દવ, આર્જવ, મુક્તિ, શુચિ, તપ, સંયમ સત્યજી,
નિષ્કિંચન ને બ્રહ્મ ધરો દશ ધર્મ થવા કૃત કૃત્યજી. ૮
કુલીન પણ નવ જાણે ક્રોધે, કૃત્યાકૃત્ય વિવેકજી,
થાયે લોકે ત્યાજ્ય અધમ સમ, ધર્મ ન ગણતો છેકજી;
પ્રિય જનનો પણ બનતો દ્વેષી, ક્લેશિત પોતે ભારીજી,
રે મન! જીત એ ક્રૂર ક્રોધને, ક્ષમા છરી ધરી સારીજી. ૯
ક્ષણ ક્ષણ આકુળ કરતો જીવને, પરિજનને સંતાપેજી.
ભવભવમાંહિ વૈર વિરોધે, કષ્ટની સંતતિ આપેજી;
ઉત્તમ ગતિનો પંથ નિરોધે, જાણે ગજ મદમાતોજી,
સ્થાપે શાને ક્ષણ પણ ઉરતું, રોષ રિપુ સહ નાતોજી.[1] ૧૦
કુગતિ ગમનથી જાણે બીતો અહો! નર ક્રોધે કંપજી,
રક્તમાંસના રસ તન ત્યાગે, ભય[2] ભયથી ના સંપેજી.
ખાણ દુઃખની નિર્મળગુણને, ઢાંકે ક્રોધ વિપક્ષોજી,
હઠાવી હઠથી, ક્ષમા ધરીને, ક્રોધ રિપુ ન ઉપેક્ષોજી. ૧૧
મન સપડાઈ કુશીલ સંગે, ઉર્ધ્વ મુખે નર ચાલેજી,
પૂજ્ય પ્રતિ પણ નમતું ના શિષ, મન અભિમાને મ્હાલેજી;
સંકટ સાગર અપયશ આકર, માન મુકીદે ચિત્તજી,
આદર ભાવે માર્દવ લાભે, કર અભ્યાસો નિતજી. ૧૨
ક્ષણ ના ત્યાગે માયા પ્રતિદિન, ઠગતો જન વિશ્વાસીજી,
મિત્ર બંધુ ને ગુરૂ પ્રત્યે પણ, રહે છળ દ્રષ્ટિ વાસીજી;

---

૧ સંબંધ. ૨ ભયના ભયથી શરીર લોહી માંસ રૂપી રસ ત્યાગે છે તે રસ શરીર સાથે સંપ કરતા નથી.

નિદ્રા જાગૃત સમયે પણ મન, પર ઠગવાના દાવોજી,
માયા મૂકી આર્જવ આદર, લણવા ફળ નિજ ભાવોજી. ૧૩
નવ[1] તૃષ વેલી વિધિ રચી-વધતી, છેદ્યે ન ઘટે રંચજી,
વધતો ક્રમ એ લોભ સ્વરૂપનો, સંકટ સર્વનો સંચજી;
લોભથી મુક્તિ મુક્તિ વધુની, દુતી સમી આ વિધિજી,
સમ્યક્ સેવન સદ્ગુરૂ સંગે, સાધે શિવ સૃતિ સીધિજી ૧૪
તીર્થે તીર્થે ભમે ભલા શું? કરી મન ખેદે ખિન્નોજી,
તીર્થ સ્નાને તન મળ જાયે, પણ મન મળ ના ભિન્નોજી;
ભાવ મળે તુજ મલીન આત્મા, શું લહે શુદ્ધિ અબાધજી,
મન મળ મૂળથી ટાળે એવું, ઉત્તમ શૌચ તું સાધજી. ૧૫
જે થકી નિશ્ચે ભવ્ય તર્યા બહુ, ઉંડો ભવ દુઃખ દરિયોજી,
બહુ તરે છે વળી તરશે બહુ, ઉત્તમ તપ તે ફળિયોજી;
તરતજ તોડે ભવ કારાગૃહ, ભીષણ દ્વાર કમાડજી,
બાહ્યાભ્યંતર આચર તપ તે, પામી સુગુરૂ પ્રસાદજી. ૧૬
શિવપુર માર્ગે જાવા ચેતન, ચાહ ધરે જો અંગેજી,
સંયમ કવચથી કર નિજ રક્ષા, ગ્રહી શિક્ષા ગુરુ સંગેજી;
નહિ તો ચિંતા રૂપ અણિયાળા ભાલાથી ઉર ભેદીજી.
વિવેક મણિ ઇંદ્રિય ભીલ[2] હઠથી, હણશે, થા નિર્વેદીજી. ૧૭
પુણ્ય[3] પ્રવાસનું પ્રગટ પ્રટહ જે, મંગલ મહત્તા ગમનેજી,

---

૧ નવી જાતની તૃષ્ણા રૂપ વેલી. ૨ નીચ જાતિના ચોર. ૩ અસત્ય વચન તે પુણ્યને પ્રવાસ કરવામાં પટહ-ઢોલ છે. (પુણ્ય ચાલ્યું જાય છે.) મહત્તા મહાત્મ્યને જવામાં મંગળ સમાન છે. (મંગળ બોલીને જેમ પ્રવાસ કરે છે. તેમ જૂઠ વચન મહાત્મ્યને જવામાં મંગળ સમ શરૂઆત છે.) યશને વિદાય કરવા માટે મંત્ર સમાન છે.

થશ ઉચ્ચાટન કરવા સુમંત્ર, તજજે જૂઠ પ્રયત્નેજી;
પ્રાયે આત્મા પણ શરમાયે, વદતાં જો વિતથથોજી,[1]
મિત્ર દિલથી,[2] આદર હિત પ્રિય, સત્ય વચન સુતથ્થોજી.[3] ૧

કોણ કોનું? ના કોઇ કોઇનું, શું નિજનું શું પરનું જી?
માયા મય સવિ ચિત્ત તું ચિંતવ સ્વરૂપ સદા આ ભવનું જી;
કનક, કાંકરો, પ્રિય, રિપુ, ઘર, વન, તૃણને સ્ત્રી સૌ પ્રત્યેજી,
સમદ્રષ્ટિએ થા નિષ્કિંચન, શોભા સંયમ સત્યેજી. ૧

અંગ સુષમ[4] પણ નેત્ર વિના તિમ, શોભે ન બ્રહ્મ હીનજી,
જે વ્રત વિધિરૂપ ધર્મનું જીવન, તારે નર અતિ[5] દીનજી;
ધીર સુરાસુર નરને પણ અતિ, દુષ્કર જે આચારોજી,
એ ભવવેલી છેદક નિર્મળ, બ્રહ્મચર્ય ઉર ધારોજી. ૨

સદ્‌ગુરૂ શ્રોત્રિય બ્રહ્મનિષ્ટ પદ સેવાથી શુદ્ધ જ્ઞાન થશે,
અવર ઉપાસન કોટી કરો પણ, શ્રી હરિથી નહિ હેત થશે. એ ૨

દેહાર્થે જીવદિશ દિશ દોડે, અનહદ અબ્ધિ ઓળંગે,
દિલ દૈન્ય ધરે દાસત્વ ચહે, ઘર ઘર ભટકે ઉમંગે;
કર જોડી યાચે પામર થઇ, કાયાર્થે શું નથી કરતો,
પણ પરલોક પ્રયાણે ડગ પણ, આવે સાથે નહિ તન[6] તો. ૨

'ભવ અસાર'એ જનનાં વચનો ક્ષણ ક્ષણ શ્રવણે સાંભળતો,
'સાચાં છે તે' એમ પ્રત્યક્ષ જીવ પોતે પણ નિરખતો;

---

૧ અસત્ય અયથાર્થ. ૨ પ્રતિજ્ઞાપૂર્વક. ૩ યથાર્થ. ૪ સું[illegible]
૫ દુનિયાની દ્રષ્ટિમાં દીન હોય, કુળ ગોત્ર આદિ નીચા હો[illegible]
અન્ય ક્રિયાઓમાં અસમર્થ હોય, પણ જે બ્રહ્મચર્યને યથાર્થ ધ[illegible]
છે તેસંસારને તરી જાય છે. ૬ શરીર.

પણ સંવેગરૂપી[1]ઉન્નતદ્રુમ શિવસુખ ફળપ્રદ નિશ્ચયથી,
નિજ કર્મોના દ્રઢ બંધનથી ચઢવા જીવ સમર્થ નથી. ૨૨

ફળ કિંપાકસમાં કટુ અંતે વર્ણો નિંદિત જે બુધજનથી,
આસક્તિ એવા વિષયોમાં શે રાખે તું આગ્રહથી;
કર કાર્યો કંઈક વિચારી સત્વર બહિર ભ્રમ ત્યાગી,
જગમાં જેથી અતિ કટુ કષ્ટો કરે ન ઉપદ્રવનો ભાગી. ૨૩

હે મન, લક્ષણરહિત ! પૂછું હું નમ્રભાવથી કહે મુજને,
આ નિર્લજ્જતા અનહદ કોણે શિખવી દીધી છે તુજને;
રે મૂઢ નિર્દય ! સ્વાર્થપરાયણ–વપુ કાર્યે મન વૃત્તિ ધરી,
સ્વાભાવિક તુજ આત્માને કિમ ખિન્ન કરે સંકલ્પ કરી ૨૪

ભમતાં ભૂરિ ભીષણ ભયાનક આ ભવમાં જીવ નિર્ભય હે !
કર્મો સંગે તીવ્ર વેદના, કેટલી વેદી તે તું કહે;
વેદનીમૂળ છે સૌ વિષયો એ જાણે છતાં તું મૂઢ અતિ,
શાને પ્રતિદિન વિષયસુખમાં રાખે છે અભિમાન મતિ. ૨૫

એકાંતે તપક્રિયા કષ્ટની કે બહુ પુસ્તક ભણવાની,
જરૂર નથી દેવાદિને પણ નમન પૂજાદિ કરવાની;
ચપલ [2]અર્કતૂલ મન વિષયોથી રોકો શકો બળથી પણ જો,
સુખ સર્વ તો હસ્તકમળવત્ [3]કરમાં પ્રગટ નકી સમજો. ૨૬

ભવ પરિભ્રમતાં પ્રાણીઓએ લક્ષ્મી લાખોવાર લહી,
સુખ વિષયોના સુરસ્ત્રીસંગે અનુભવ્યા આવેશ સહી;
શાંત થઇ જો ઊંડું વિચારી હતું ન હતું જે થઈ જાયે,
તેને શું સુખ સાચું કહિએ ? દુઃખ સમજુને સમજાયે. ૨૭

૧ ઉત્તમ ઉંચું વૃક્ષ. ૨ આકડાના રૂ સમાન ચંચળ. ૩ હાથમાં.

નેત્ર કટાક્ષે મીઠાં વચને, ભ્રૂભંગે વિભ્રમ ભારી,
સ્તન દર્શનઆદિથી મુંઝવે, વિધ વિધ જનને નિત નારી;
કુટિલ કૃત્રિમ સ્નેહ ધરંતી માયાવી મહિલા સંગે,
પ્રીતકરો ના રીત વિમુખ તે શિવસ્ત્રી સંગમના રંગે. ૨૮
'આત્મભાવના ભાવ' ભલો થઇ, સાંભળ શિક્ષા ક્ષણ મારી,
મિત્ર ! મૂઢતા નિત્ય વધારે, શાને નિજ હિત વિસારી;
રે ! રે ! જેનું દુર્વિપાકી દુઃસહ ફળ ફરિફરિ આવે,
તે તે પાપી કૃત્યો કરવા ચિત્ત તને નિત ભરમાવે. ૨૯
મોહતિમિરદળ આત્મરાય હા ! તુજ મતિ ઉપર પથરાયાં,
ઇંદ્રિય ધુર્તો તુજ ઓથે નિત પોષે નિજ હિત મનમાન્યાં,
પણ મૂઢ એકાકી જઇને તું સહશે નિશ્ચે નરક ગતિ;
છેદન ભેદન આદિ અનંતી વાણી અગોચર પીડઅતિ, ૩૦

ઝૂલણા છંદઃ-

શ્રી ગુરુરાજનાં, વચન ઉન્માદથી, અવગણી લાજ તેં દૂરનાંખી,
હસ્તી ઉન્મત્તતે અંકુશો અવગણી, મૂળથી દુર કરે વેલ આખી;
ભ્રાત ચિત્ત! ચ્યુત તું પંથ સુવિચારથી, પણ નકીરાખજે દિલમાંહી,
અલ્પ અવસર મહીં વેદશે બહુ બુરૂં, ફળ કુકૃત્યો તણું
સમજ આંહી ૩૧
શરીરથી જીવ જુદો ભવ ભમે ભોગવે, પાપ પુન પેખવું
તે ન મારે,
આમ વિકલ્પના ભાર ભર હૃદય હે! મન ગમે તેહવા
તાય જ્યારે;
બોલશે હઠવચે* પૂર્વ ચેષ્ટિત સૌ, [1]નિરયમાં નિર્દયી
દેવ ત્યારે,

* હઠપૂર્વક વચનથી. ૧ નરક.

ખબર પડશે તને વેદતાં શઠ અતિ, તીવ્ર શિક્ષા રૂપી
પીડ ભારે. ૩૨
ચિત્ત ચૈતન્ય! શું પ્રેમદા પ્રેમમાં વગર વિચારથી
સ્નેહ સાધે?
અષ્ટ કર્મો રૂપી અતીવ કાદવ વતી, મલિનતા દિન પ્રતિદિન
વાધે;
આત્મનું સહજજે નિર્મળ સ્વરૂપ તે, પ્રગટ કરવા ચહે
જો ઉમંગે,
સ્વજન પરિવાર સૌ સ્વાર્થનાં છે સગાં, જાણી ના રમીશ
તું સ્નેહ સંગે ૩૩
પીડિત અશરણ ક્યાં જાવું એ શોધમાં, સૌ દિશે નાંખતા
ચપળ દ્રષ્ટિ,
ને જુવે પ્રગટ તું આત્મ! અંતે થતા, લોક સૌ યમ મુખે
ગ્રાસ પુષ્ટિ;
તોય મોહાંધ રે! વિષસમ વિષયને, છાંડી-વળી સકળ આ
સંગ ત્યાગી,
કો ગિરિ શૃંગ કે કો વને કેમ ના, ઉર્ધ્વ હસ્તે તપે
થાય રાગી? ૩૪
ધન્ય નર કેટલા માત્ર મુક્તિ સ્પૃહા સત્વરે જેમણે ઉર
ધારી,
જાણી જગ ક્ષણિકતા, સહજમાં ત્યાગતા તૃણ સમ સંપદા
ચિત્ત! સારી;[1]
નહિ હતી, છે નહીં ભાવિમાં પણ નહીં, વસ્તુઓ વિશ્વની
તેહ માંહી,

૧ બધી.

મત્સ્ય તંદુલ સમી, આશ રાખે બુરી, આ તને ભ્રાંતિશી,
વિપત-વાહી. ૩૫

કમળ ઉત્તાનના પાન પર બિંદુની, જેમ ભવ સૃષ્ટિ તું
ચપળ દેખે,
આત્મ તો પણ નહીં દેખતો-અંધતા, એ અલૌકિક કો
કર્મ રેખે;
જો ચહે શ્રેય તો દ્રઢ રહી નગ[1] સમો, ત્યાગ ભવ
કાર્ય સૌ ભાવ શુદ્ધે,
ગિરિ સમ સ્થિરતા ને મહત્તા લહી, થા પ્રતિષ્ઠિત જ્ઞાને
વિબુદ્ધે. ૩૬

લક્ષ ચૌરાશી યોનિ થકી ગહન આ, ભવ દધિમાં ભમી,
દીર્ઘ કાળે,
દેહ માનવરૂપી રત્ન દુર્લભ અતિ, લાભિયું આત્મ! તેં
શુભ વિશાળે;
જોડશે રત્નએ નિષ્કપટભાવથી, ધર્મ ક્રિયારૂપી હેમ હારે,
મૂલ્યતો એનુ ત્રિલોકમાં પણ નહીં, કોઇ આંકી શકે
બુદ્ધ ભારે. ૩૭

સમીરના સ્પર્શથી હૅડતા તૃણ સમું, લોલ તું મિત્ર હે!
ચિત્ત! કામી,
સૌ તરફ સૌખ્ય આશે ઘણો કાળ ક્યાં ક્યાં ભમ્યું ના ભુલી
શુદ્ધ સ્વામી;
માત્ર વધતી જ ઈચ્છા સદા તેથી હું, દઉં તને સર્વથા
શિખ પ્રીત્યે,

---

૧ પર્વત.

મારી શરમે ભલે પણ તું અવધારજે, સૌખ્ય સંતોષના
શિવદ નિત્યે. ૩૮
જન્મજન્માંતરે પણ બલાત્કારથી, કરી મતિ અંધ
સ્વેચ્છાનુસારે,
દુઃખ તે સુખ છે, મિત્ર તે શત્રુ છે, ગ્રાહ્ય તે હેય છે, શ્રેયકારે–
વિઘ્નકારીમનાવી કરાવે ગતિ, જીવને મોહ મિથ્યા રીતિમાં,
આત્મ ! આશ્ચર્ય એ, વાણી ગોચર નહીં, *ગ્રહ
મહા મોહનો આ મહિમા. ૩૯
સ્વપ્નમય, દુઃખમયી, વિષમય વિષયો, મિત્ર હે ચિત્ત ! સો
આ અશેષ,
તુચ્છ એથી વધુ વિશ્વમાં શું હશે ! એથી વિરૂપ છે
શું વિશેષ;
એમ તે તે પ્રકારે વિષય વિષની, લાલસાથી તને
પાછું વાર્યું,
ચિત્ત ! ધિક્કાર છે ! તોય સ્પૃહા ધરી, તે પ્રતિ કેમ તું
જાય *ધાર્યું ? ૪૦
ચેતનામય અહો ! આ અચેતન સમો, મન વશે વર્તતો
જીવ ભાસે,
સુખ દુઃખ સંતતિ, અનુભવે નિત અતિ, ગહન આ ભવ
સૃતિ પંથ પાશે;[૧]
સુરનરાદિ ગતિ જોઈ તેં વેઠી છે, તુજને ચિત્ત ! વિનંતિ તેથી,
સર્વથા સાંપ્રતે એવું કર કાંઈ કે, મુક્તિ સંગમ લહે જીવ જેથી. ૪૧
વિધિસહ [૨]સખ્ય શું તું ધરે ? કે લહ્યું, આત્મસુહૃદ હે !
કો કનેથી,

* મગરમચ્છ. * દોડયું ૧ જાળ. ૨ મિત્રતા.

મૃત્યુ વૃદ્ધત્વને ક્ષય કરે એહવું, સિદ્ધ ઔષધ શું તેં
નિશ્ચયેથી;
કે તું જેથી સખે! મુક્તિ સુખ વિમુખતા, ને [1]કરણ
પંચથી હાર પામી,
સ્થાપીં મતિ સ્થિરતા મનુજ નિશ્ચિંતશી, અધિક ચેષ્ટા
મહીં રમણરામી. ૪૨

સ્નેહીં સમ ક્ષણ ક્ષણે સ્થિત તુજ સન્મુખે, ના સમીક્ષે
અરે! [2]શ્રાદ્ધ દેવો,
શું સુવે તું નિરાંતે અહોનિશ અહો! આત્મ મુઢ મુખ્ય
ના તુજ જેવો;
શું થયો મોહ એ કે પ્રમાદી થયો, ભ્રમ થયો કે શું
ઉન્માદ તારો,
શું થયું જડપણું કે વિપર્યાસ છે, કે શું એ અજ્ઞતાનો
ચિતારો. ૪૩

આજ આ કાલ આ આવતે વરસ આ, ને ત્રીંજે વરસ
આ કરીશ કાર્યો,
એમ નિશ્ચિંત થઈ સતત તું સ્ફુટપણે, ચિંતવે ચિત્ત
હે! મોહ માર્યો;
[3]વિલસિત વાંછના વેલીંવન બાળવા, [4]વિપિન વહ્નિ સમો,
[5]શમન શૂરો,
મિત્ર! સંભારશે, કો ક્ષણે—ભુલીંશના, આવશે એ નકી
સમય ક્રૂરો. ૪૪

---

૧ ઇંદ્રિયો—દેહ. ૨ યમરાજ. ૩ વિલાસ પામેલી, અનેક પ્રકારે વધેલી. ૪ વનનો દાવાનળ. ૫ મૃત્યુ—કાળ.

મેઘ સમ શ્યામ [1]ભ્રૂભંગને [2]વિભ્રમે, વધી લીલા [3]મદનની સેવનારી,
હૃદ્ ! હરિણાક્ષીની[4] એ લીલા ભાસતી, રે ! ખરેખર અતિ હૃદયહારી;
[5]પણ છુટા હસ્ત સૌ મુક્તિ વિણ સ્થાનમાં, ક્રૂર એ કાળ ક્રીડા વિલાસે,
અતિ બલાત્કારથી ખેંચીને દૂરથી, પ્રાણી સૌ હોમતો મુખ ગ્રાસે. ૪૫

સવૈયા ૩૧ સા.

મોટા ઝગઝગતા હારોથી, સુંદર શોભે [6]અંગ વિશાળ,
[7]ઉન્નત પૂરણ કુચ કૂટવંતી, સ્ત્રીથી મોહે મન તત્કાળ;
પણ તે સર્વે અંગ જરાથી, જીર્ણ થતાં શો દ્વેષ પમાય !
જાણે તોપણ તાત્વિકબુદ્ધિ, તેમાં ધરે શું આતમરાય ? ૪૬

નિર્લજ્જ હે હત્યારા હૃદય ! કેટલી આપું શિખ પ્રતિદિન,
સ્ત્રીઓ સમીપે ના જા તેતો, સદૃશ મૃગજળ વસ્તુવિહિન;
રૂપ એ દેખી મૃગસમ દોડે, સ્પૃહાસહ હે મૂઢ ! તૃષિત,
પણ એ તૃષ્ણા ચિંતાવૃદ્ધિ, વિષે વધુ કંઇ હેતુ ખચિત. ૪૭

પૂરણ [8]મૃગમદ પ્રમુખ સુગંધે, પણ ના ત્યાગે તનુ દુર્ગંધ,
[9]નિષ્ટા વિષ્ટા કૃમિકુળ રૂપકે, ભૂરિ ભસ્મ ભળે ભૂસંબંધ;

---

૧ ભ્રકૂટીની ચેષ્ટા ૨ હાવભાવ વિલાસ. ૩ કામદેવની ક્રીડા. ૪ સ્ત્રીઓ. ૫ મોક્ષ વિના મુક્ત જીવોને મૂકી બીજા બધા જીવોને કાળ ખાઇ જાય છે. ×હૃદય. ૬ છાતિ. ૭ મોટા સ્તન કલશને ધરતી ૮ કસ્તુરી ૯ અંતે.

જ્હારે વિઘ્નો ધર્મપથે વળી, વંચી બીજાને અનુદિન,
પોષી કાયાને મનમાની, આત્મ! થયો શો મોહમલીન. ૪૮

જેના ક્ષણ પણ વિરહથી થાએ, મરણ પ્રકાર સમું અતિ દુઃખ,
જેને માટે આત્મ! બની મૂઢ, ન ગણે કાર્યાકાર્ય પ્રમુખ;
તે તારાં સ્નેહી સ્વજનો પણ, યમ નજરે પડી પામીશ અંત,
ત્યારે તુજ તનુ અનલે હોમી, દેશે પછી શું સ્મરણ ધરંત ? ૪૯

ભમતાં ભમતાં ભૂરિ ભવ ચક્રે, માયા શિક્ષા શિખ દેનાર,
કોણ મલ્યો ગુરુ ? કે તજી સર્વે, શિખ શિખ્યો આ એક
અસાર;
જેથી પ્રાણથી પણ પ્રિયજનને, નિરખિ બનતાં યમમુખ ગ્રાસ,
છૂટે મોઢે ગાઢ રડે પણ, ફરી ફરી કરતો તું વિલાસ. ૫૦

તું વિશ્વાસ કરે ઇંદ્રિયનો, સહસા તેથી તુજથી અધિક;
ચિત્ત! સખે હું જાણું ન કોઇ, લોકે નર મૂઢ બુદ્ધિ બધિક;
દુઃખગૃહઅતિથિ મૂરખ! નિશ્ચે, દર્પણમાં જેમ રવિ
પ્રતાપ,
તુજમાં પ્રતિબિંબિત ઈંદ્રિય સૌ, દે તુજને વિષયોનો તાપ. ૫૧

સાંભળી સાંભળી ચિત ! ગુરુથી, દુઃખમય ભીષણ આ સંસાર,
જાતે જોઇ જોઈ હું પ્રાર્થું, સહુ રીતે થઇ વશ ભયભાર;
મુજપર કૃપા કરી ત્યાગી દે, વિકલ્પ જૂઠા ભાઈ! તમામ,
તુજ ભૃત્ય બની કહું ભોગ તણા, સંગથી પામ વિરામ વિરામ. ૫૨

ચિત્ત ! તું મુજ સહચારીને હું, અનુસરતો તુજ સર્વે ચાલ,
સુખ દુઃખ સહું છું તોય કહું હું, દાક્ષિણ્ય સહી હે મન બાળ!
નિર્લજ મતિહિન રહિતલક્ષણ! દુર્લભ નરતનુ ને જિનધર્મ,

પ્રાપ્ત છતાં કિમ હારી જતો હા! આધિન થઇ તું મોહનિ
કર્મ. ૫૩

ઇંદ્રિય ઉદ્ધત વર્ગ સંહારી, રોધી બાહ્યાંતર વ્યાપાર,
કો ગિરિ ગહ્વર શોધી ધરે જો, પરમ જ્યોતિનું ધ્યાન અપાર;
તો ભવ ભમતાં સ્વપ્ને પણ, નહિ સંવેદનમાં અનુભવ સિદ્ધ,
તે સંવેદીશ સત્વર શાશ્વત, શુદ્ધાનંદનું સૌખ્ય પ્રસિદ્ધ. ૫૪

આ ભવ અસાર વસ્તુ સમૂહ છે, તેમાં મલશે ફરી નરદેહ?
ને વળી સદ્ગુરુ સંગ કદાપી, મળશે, કોઇ શું જાણે એહ?
મરવું અવશ્ય [1]શમન સુભટનો, વેગ ધસારો અતિ દુર્વાર,
માટે મન હે! અતિશય ઉત્તમ એવું અપર કો તત્ત્વ વિચાર. ૫૫

સૂરિ ચક્રેશ્વર મનસર હંસા બ્રહ્મચંદ્ર અપર નામ વિખ્યાત,
એ શ્રીવિમળાચાર્યે, કરવા સર્જનના દુઃખપદ્મ વિઘાત;–
રવિ સમ રવિ શ્રાવક વચનોથી, થઇ ઉત્સાહિત બદ્ધ સુછંદ,–
શ્લોક પચાસથી ગ્રંથ સુગુંથ્યો, દેવા મનને સૌખ્ય અમંદ. ૫૬

આકાંક્ષા જો શિવપથ વરવા, સંતોષ સુખે જો મતિ પ્રાય,
દ્વેષ અરુચિ જો વિષય વિકારે, વૈરાગ્ય વિષે જો રતિ હોય;
તો શશિથી પણ અતિ શુદ્ધ કમળ, – ગર્ભથી પણ
કોમળ, સંવેગ,–
દ્રુમ કંદલી આ ભણજો કહું કરી, અંજલી, હરશે ભવ ઉદ્વેગ. ૫૭

અંતિમ નિવેદનઃ—

વૈરાગ્ય વિભુ આ ગ્રંથ યથા-નામ તથા ગુણથી વિભુષિત,
આત્માર્થે મતિ અલ્પે કીધો, ગુર્જર ગિરા પદ ગુંથિત;

---

૧ મરણ રુપી સૈનિક.

ચાહું સુભાગ્યે સદ્ગુરુ સંગે, સત્પુરુષાર્થે સર્વે જીવ,
હોયે ભુલમુજ માફ કરી તે, ગ્રંથથી પામો શ્રેય અતીવ. ૫૮

ગુર્જરભૂ ભૂષણ ચારુતર, શ્રી અગાસ સમીપ સુસ્થિત,
આશ્રમભૂમિ સદ્ગુરુપાદે, સદ્ધર્મ પ્રકાશે શોભિત;
શ્રી રાજચંદ્ર સ્વામી અનુગ્રહ, સચ્છાંય પ્રભુ શ્રીલઘુરાજ,
*દૃગ[૨] ભક્તિ[૯] નિધિ[૯] ભગ[૧] વિક્રમાર્કે મધુ શશિ પૂરણ
પદ રુચિ આજ. ૫૯

શ્રીસદ્ગુરુચરણાર્પણમસ્તુ.

---

## દ્વાદશાનુપ્રેક્ષા.

૧

વસંતતિલકા.

આ દેહ દેવળ વિષે સત દેવ રાજે,
જાગો પ્રતીતિ કરી લો શુભ જોગ આજે;
તે દેવ શુદ્ધ સહજાત્મસ્વરૂપ ભાળો,
મિથ્યાત્વગ્રસ્ત ચિરકાળ સુષુપ્તિ ટાળો. ૧

---

| | | |
|---|---|---|
| *દૃગ=નેત્ર= ૨<br>ભક્તિ=નવધા =૯ | સમ્યક્દૃષ્ટિ-દર્શનમાં લીનતા | સમ્યક્દર્શનમાં લીનતા, જ્ઞાનની નિધિ, ને તેજસ્વી ચારિત્ર આ જ નિર્મળ આનંદની પૂર્ણતાનો પ્રકાશ છે |
| નિધિ=નવનિધિ=૯<br>ભગ=સૂર્ય= ૧ | ભગનિધિ= સમ્યક્જ્ઞાનનો ભંડાર | |

વિક્રમાર્કે=વિક્રમવર્ષે=ચારિત્રરૂપ સૂર્યે.

મધુ૦=ચૈત્ર માસમાં શશિ પૂર્ણપદે પ્રકાશમાન આજ છે. ચૈત્ર સુદ ૧૫ ના દિને.

જો દિવ્ય નેત્ર ગુરૂ જ્ઞાની તણા પસાયે,
સંપ્રાપ્ત થાય કૃતકૃત્ય તદા થવાયે;
સમ્યક્ત્વ સૂર્ય યદિ ઉર વિષે પ્રકાશે,
તો આત્મદેવનું મહાત્મ્ય અચિંત્ય ભાસે. ૨

સમ્યક્ત્વ પ્રાપ્ત કરવા ગુરૂરાજ કેરો,
સદ્‌બોધ સૂક્ષ્મ અતિ અંતરમાં વિચારો;
વિદ્યા વિચાર તણી નિર્મળતા થવાને,
ભાવો વિવેકપ્રદ દ્વાદશ ભાવનાને. ૩

જો સ્વપ્ન તુલ્ય સઘળી રચના વિચિત્ર,
સંસાર ભોગ તનુ પુત્ર કલત્ર મિત્ર;
આયુષ્ય છે ક્ષણ વિષે વિણસી જનાર,
તું નિત્ય શાશ્વત સુખે પરિપૂર્ણ ધાર. ૪

મૃત્યુ વિકાસી મુખ જો રહ્યું છે તકાસી,
તે દુઃખમાં શરણ કોણ સમીપવાસી ?
સદ્ધર્મ સત્ય શરણું ઉરમાં ઉતારો,
સૌ સ્નેહ જાળ કદિ સ્હાય નહીં વિચારો. ૫

સંસાર સર્વ ભમીઓ જીવ કર્મવેષે,--
નૃત્યો કર્યાં, દુઃખ અસહ્ય સહ્યાં વિશેષે;
સંસાર જંજીર ચતુર્ગતિ છેદી ભેદી,
મુક્તિ સ્વધામ સુખધામ વરીશ કે દી ? ૬

એકાકી જન્મ સમયે, પરલોક જાતાં,
એકાકી કર્મફળ દુઃખ વિષે દહાતાં;
એકાંત શુદ્ધ નિજ આત્મસ્વરૂપ ભાળો,
એકત્વ ભાવ ધરી ચિત્ત વિભાવ ટાળો. ૭

જ્ઞાનાદિ આત્મધન શાશ્વત એક તારૂં,
તે વિણુ અન્ય જગમાં જીવ જાણુ ન્યારૂં;
ચૈતન્ય લક્ષણુ વિવેક વડે વિચારો,
તું અન્ય દ્રવ્ય થકી ભાવ સદાય ન્યારો. ૮

મૃત્યુ જરા વિવિધ વ્યાધિ નિહાળ દેહે,
દુર્ગંધિપૂર્ણુ મળમૂત્ર વિષે શું મોહે ?
સૌંદર્ય એ શરીરનું ગત તેજ લાગે,
જો તત્ત્વદૃષ્ટિ ઉરમાં અતિ તીવ્ર જાગે. ૯

કર્મો શુભાશુભ લુટારૂ પ્રવેશ પામે,
મિથ્યાત્વ આદિ બહુ આસ્રવ દ્વાર ધામે;
સૌ દ્વાર બંધ કરીને નિજ દ્રવ્ય રક્ષે,
તે સુજ્ઞ સંવર ગ્રહે મન એક લક્ષે. ૧૦

પૂર્વે કરેલ કરમો ક્રમથી ખરે છે,
ઈચ્છાનિરોધ તપથી સમતા ઝરે છે;
તે નિર્જરા મન વસી ભવ તે તરે છે,
મુક્તિ પ્રિયા પ્રિયસખી દુઃખ સૌ હરે છે. ૧૧

ઉત્પત્તિ નાશ ધ્રુવતાયુત સર્વ દ્રવ્યો,
વ્યાપેલ લોક મહીં ભાળી ભૂલે ન ભવ્યો;
જો દ્રવ્યદૃષ્ટિ થકી લોક સમસ્ત ભાળે,
પર્યાય વિકૃતિ વિષેથી વિમોહ ટાળે. ૧૨

શુદ્ધાત્મ બોધ, પ્રતીતિ, સ્થિતિ, રત્ન પ્રાપ્તિ,
અત્યંત દુર્લભ ભવે ન લહી કદાપિ;
દારિદ્ર દુઃખ ભવવાસીતણું ટળે ના,
બોધિ સમાધિ વિણુ શાંતિ ખરી મળે ના ૧૩

ધારે અધોગતિ વિષે પડતાં જીવોને,
સ્થાપે નરેન્દ્ર અમરેન્દ્ર મુનીન્દ્ર સ્થાને;
નિર્ગંથ ધર્મ અતિ દુર્લભ ધર્મદાતા,
જ્ઞાની ગુરુ વચન શાંતિ સુધા પ્રદાતા. ૧૪
આ ભાવના ભવવિનાશિની ભવ્ય ભાવે,
વૈરાગ્ય જ્ઞાન તણી શક્તિ અતિ જગાવે;
તે તત્ત્વદૃષ્ટિ અનુભૂતિ અપૂર્વ પામે,
શાંતિ સમાધિપ્રદ સિદ્ધિપદે વિરામે. ૧૫

---

૨

ચોવીશે જિનરાજ ને, અશરીરી સૌ સિદ્ધ;
પ્રણમી, ભાવના બારને, હિતકર કહું પ્રસિદ્ધ.

હરિગીત.

અધ્રુવ ને અશરણ વળી, એકત્વ ને અન્યત્વને,
સંસાર ને લોકાનુપ્રેક્ષા. અશુચિને આસ્રવ અને;
સંવર અને નિર્જરા, દુર્લભ–ધર્મ બોધિ બાર આ,
વૈરાગ્યની જનની સદા ભવનાશિની સૌ ભાવના. ૧
પ્રિય દેહ ને સ્નેહીજનો, સામ્રાજ્ય મોટાં આદિને,
ધન રૂપ, બળને પુણ્ય વિભુતિ, યોગ સૌ અધ્રુવ છે;
વિભિન્ન સૌથી શાશ્વતો નિજ એક આત્મા શ્રેષ્ઠ છે,
ભવભીત ભવિ તો એમ ભાવે : ભાવના અધ્રુવ એ ૨
નિર્જીવ, જીવ કે મિશ્રભૂતિ કે હરિ કે ચક્રીતણું,
મરણસમ બહુ કષ્ટ કાળે શરણ ના કાંઇ કામનું;
પરમ ગુરૂ કે રત્નત્રયરૂપ ધર્મ સાચું શરણ છે,
ભવભીત ભવિ તો એમ ભાવે : ભાવના અશરણ એ. ૩

પોતે જ વેદે સ્વર્ગ નરકે એકલો નિજ કર્મને,
ના કોઇ સહચર તુજ સાટે ભોગવે તુજ કૃત જે;
ત્રણુ રત્નમય તું એક નિર્મમ શુદ્ધ ઉપાદેય છે,
ભવભીત ભવિ તો એમ ભાવે: ભાવના એકત્વ એ. ૪

માતા પિતા સ્નેહીજનો ને કાય પણુ તારી નહીં,
નવ કોઇ કો'નું કોઇ કાળે સ્વાર્થિ છે સૌ જગમહીં;
સૌ સાથથી છે અન્ય આત્મા સુજ્ઞાન દર્શન રૂપ તે,
ભવભીત ભવિ તો એમ ભાવે: ભાવના અન્યત્વ એ. ૫

ભ્રમતો સદા આ પંચવિધ ભવ સાગરે કૃત કર્મથી,
કવ મુક્તિને પામીશ હું ? દુ:ખમૂળ આ ભવ ચક્રથી;
મુક્તિમયી અતિ શુદ્ધ હું, ના મુજ કદી સંસાર તે,
ભવભીત ભવિ તો એમ ભાવે: ભાવના સંસાર એ. ૬

ષટ્ દ્રવ્યનો સમવાય ને ત્રણુ ભેદથી આ લોક છે.
અશુભે નરક તિર્યંચની ગતિ શુભથી નર દેવ બે;
સિદ્ધિ લહે નિજ શુદ્ધ ભાવે રૂપ ક્રમ એ લોકનાં,
ભવભીત ભવિ તો એમ ભાવે લોક સ્વરૂપી ભાવના. ૭

વ્યાધિ ભર્યો દુ:ખવારિધિ મલ મૂત્રને કૃમિવાસ છે,
શુચિ વસ્તુ પણુ વિણુસાડતો નિત વિણુસતો આ દેહ છે;
વ્યતિરિક્ત તનથી કર્મ વિણુ સુખસદ્મ તે શુચિ આત્મ છે,
ભવભીત ભવિ તો એમ ભાવે: ભાવના અશુચિત્વ એ. ૮

અવ્રત, યોગ, કષાય ને પ્રમાદ ને મિથ્યાત્વની,
પરભાવની એ પરિણુતિથી કર્મનો આસ્રવ કરી;
ભવમાં ડુબે પણુ ના લહે નિરાસ્રવી નિજ રૂપને,
ભવભીત ભવિ તું હેય જાણી છાંડ આસ્રવ ભાવને. ૯

સુદૃષ્ટિ વિરતિ જ્ઞાનથી સૌ પાપ રોધી સંવરે,
શુભથી અશુભનો, શુદ્ધ ભાવે શુભનો નિરોધ છે;
ના કર્મ ત્યાં સંવર કહાં! પરમાર્થથી એક શુદ્ધ છે.
ભવભીત ભવિ તે એમ ભાવે: ભાવ સંવર વૃત્તિને ૧૦

કર્મ અણુના સ્ખલન રૂપને હોય સંવર હેતુથી,
તે નિર્જરાના ભેદ બે સ્વકાળ ને તપ વૃત્તથી;
સદ્દજ્ઞાનક્રિયાથી ફળે જે નિર્જરા તે શ્રેષ્ઠ છે,
ભવભીત ભવિ તે એમ ભાવે: નિર્જરાના ભાવને. ૧૧

અધર્મમય સંસારમાં લવ પુણ્ય પણ તે ધર્મથી,
શિવધર્મ દેશક ગુરૂ ને સદ્દધર્મ તે દુર્લભ અતિ;
અસંગને સ્વભાવરામી આત્મ નિશ્ચય ધર્મ તે,
ભવભીત ભવિ તે એમ ભાવે: ધર્મ દુલ્લભ ભાવને. ૧૨

મોહાધિને દુષ્પ્રાપ્ય છે સદ્દજ્ઞાન દૃષ્ટિ બોધિ ને,
સૌ વિરતિરૂપ નિજ ભાવનું અતિ આકરૂં ચારિત્ર તે;
ત્રણ રત્ન પ્રાપ્તિ બોધી તે, સ્થિરતા સમાધિ ભાવ છે,
ભવભીત ભવિ તે એમ ભાવે: બોધિ દુર્લભ ભાવને. ૧૩

સંયોગ ચેતન જડ તણા અનુપ્રેક્ષતી આ ભાવના,
નિત ભાવતાં નિજ ભાનથી શિવસદ્મને જીવ પામતા;
ત્રણ ભુવનના પ્રદીપને નિર્બાધ સૌખ્યે રાજતા,
નમું રાજશ્રી રાજેશ્વરા ભવભીતિ ભવિની ભાંગતા. ૧૪

---

૩

અતિ આનંદકારી જનહિતકારી ભવ દુઃખહારી નામ તમારૂં નાથ.
કરી કરૂણા ભારી કલિમલ ટાળી અતિ ઉપકારી ગ્રહો ગુરૂ મમ હાથ.

દીન દયાળ તું પરમકૃપાળુ, હું અજ્ઞાની બાળ;
દીન, હીન આ અજ્ઞ શિશુની, લે પળ પળ સંભાળ રે.
અતિ૦ ૧
ધન તન નારી પુત્ર મિત્રો સૌ, બે દિનના મહેમાન;
સંધ્યારંગ સમાન સુકીર્તિ, વિષયો વિષ સમાન રે.
અતિ૦ ૨
ઇન્દ્ર નરેન્દ્ર ધન ધન્વંતરી, નહિ બચાવે કોય;
કાળ આવી કરે કોળીઓ, સત્ય શરણુ તુજ હોય રે.
અતિ૦ ૩
ભવ અટવીમાં ભારે દુઃખો, જન્મમરણનાં મુખ્ય;
સાંભળતાં પણ હૈયું કંપે, રાખો નહીં વિમુખ રે.
અતિ૦ ૪
જન્મ મરણને સુખ દુઃખ સર્વે, સહે એકલો જીવ;
પ્રિય પુત્ર સ્ત્રી સગાં પરિજન, કરે અનર્થ અતીવ રે.
અતિ૦ ૫
અમર અજન્મા જીવ કોઇનો, પિતા પુત્ર નહિ થાય;
દેહ ગેહ સૌ અન્ય જણાતાં, સત્ય તત્ત્વ સમજાય રે
અતિ૦ ૬
અશુચિ બીજે ઉપજે કાયા, અશુચિનું એ મૂળ;
વહે દુર્ગંધ સર્વે દ્વારે, ત્યાં મમતા એ ભૂલ રે.
અતિ૦ ૭
રાગી દ્વેષી મોહી બનતાં, આ જીવ કર્મ કમાય;
યોગ ચલન-રૂપ આસ્રવદ્વારે, કાણી નાવ ભરાય રે.
અતિ૦ ૮
સમ્યગ્ દર્શન સમતા ભાવે, કર્મ નવાં રોકાય;
વ્રત સમિતિ ત્રિગુપ્તિ દ્વારા, કાણાં સર્વે પુરાય રે.
અતિ૦ ૯

અમુક સ્થિતિનાં સર્વે કર્મો, ક્ષણે ક્ષણે ક્ષય થાય;
આત્મભાવમાં લય લાગે ત્યાં, જલદી નિર્જરી જાય રે.
અતિ૦ ૧૦

ત્રિવિધ તાપે લોક બળે બહુ, રાગાદિકરૂપ આગ;
રોગ-તૃષાનો ત્રાસ સહે સૌ, શીતલ તું વીતરાગ રે.
અતિ૦ ૧૧

દુર્લભ નરભવ, સાચી શ્રદ્ધા, આત્મજ્ઞાન વૈરાગ્ય;
બોધિ દુર્લભ અંત સુધી દૃઢ, ટકાવતા મહાભાગ્ય રે.
અતિ૦ ૧૨

આત્મધર્મનો મર્મ બતાવે, તેવા ગુરુનો યોગ;
શ્રુત ધર્મે મન પ્રેમ ધરે જેમ, કંચન કામિની ભોગ રે.
અતિ૦ ૧૩

ભક્તિ ભલી ભગવંત તમારી, સૌ સાધનનો સાર;
પ્રેમ પ્રમાણે પ્રભુ પ્રગટાવે, મોક્ષ તણી નહિ વાર રે.
અતિ૦ ૧૪

---

ॐ

આપ્તનાં લક્ષણો:—

मोक्षमार्गस्य नेतारं भेत्तारं, कर्मभूभृताम् ।
ज्ञातारं विश्वतत्त्वानां, वंदे तद्गुणलब्धये ॥

'તત્ત્વાર્થ સૂત્ર.'

સારભૂત અર્થ:—

'મોક્ષ માર્ગસ્ય નેતારં,' (મોક્ષ માર્ગે લઇ જનારને) એમ કહેવાથી 'મોક્ષ' નું 'અસ્તિત્વ' માર્ગ, અને 'લઇ જનાર' એ ત્રણ વાત સ્વીકારી. જો મોક્ષ છે તો તેનો માર્ગ પણ જોઇએ; અને જો

માર્ગ છે, તો તેનો દ્રષ્ટા પણ જોઇએ; અને જે દ્રષ્ટા હોય તેજ માર્ગે લઈ જઈ શકે. માર્ગે લઇ જવાનું કાર્ય નિરાકાર ન કરી શકે, પણ સાકાર કરી શકે, અર્થાત્ મોક્ષ માર્ગનો ઉપદેશ સાકાર ઉપદેષ્ટા; એટલે દેહસ્થિતિએ જેણે મોક્ષ અનુભવ્યો છે એવા કરી શકે. 'ભેત્તારં કર્મભૂભૃતાં' (કર્મરૂપ પર્વતને ભેદવાવાળા) અર્થાત્ કર્મરૂપી પર્વતો તોડયાથી મોક્ષ હોઇ શકે; એટલે જેણે દેહ સ્થિતિએ કર્મરૂપી પર્વતો તોડયા છે તે સાકાર ઉપદેષ્ટા છે; તેવા કોણ? વર્તમાન દેહે જે જીવન્મુક્ત છે તે. જે કર્મરૂપી પર્વતો તોડી મુક્ત થયા છે તેને ફરી કર્મનું હોવા પણું ન હોય; માટે કેટલાક માને છે, તેમ મુક્ત થયા પછી દેહ ધારણ કરે એવા જીવન્મુક્ત ન જાણીએ. 'જ્ઞાતારં વિશ્વતત્ત્વાનાં' (વિશ્વ તત્ત્વોના જાણનાર) એમ કહેવાથી એમ દર્શાવ્યું કે આમ કેવા જોઇએ કે જે સમસ્ત વિશ્વના જ્ઞાયક હોય. 'વંદે તદ્ગુણલબ્ધયે' (તેના ગુણની પ્રાપ્તિને અર્થે તેને વંદના કરૂં છું) અર્થાત્ આવા ગુણવાળા પુરુષ હોય તેજ આપ્ત છે; અને તેજ વંદન યોગ્ય છે.

---

जे जाणई अरिहंते, दव्व गुण पज्जवेहिं य ।
सो जाणई निय अप्पा, मोहो खलु जाईय तस्स लयं ॥

'જે ભગવાન અર્હંતનું સ્વરૂપ દ્રવ્ય ગુણ અને પર્યાયોથી જાણે, તે પોતાના આત્માનું સ્વરૂપ જાણે અને તેનો નિશ્ચય કરીને મોહ નાશ પામે.'

---

जारिस सिद्ध सहावो, तारिससहावो सव्व जीवाणं ।
तह्मा सिद्धंत रुई, कायव्वा भव्व जीवेहिं ॥

જેવું સિદ્ધ ભગવાનનું આત્મસ્વરૂપ છે, તેવું સર્વ જીવોનું આત્મસ્વરૂપ છે; તે માટે ભવ્ય જીવોએ સિદ્ધત્વને વિષે રુચિ કરવી.

---

## શ્રીમદ્

# સદ્ગુરૂ જન્મોત્સવ પદો

### ૧

રાગ પીલુ ગરબો.

આજ શહેરમાં હર્ષ વધાઈ, સમવસરણકી રચના બનાઈ—એ દેશી.

દેવ દિવાળી દિન મંગલકારી, ( આનંદકારી ),
પરમ પુરૂષ પ્રગટે અવતારી;
( સત્ય પુરૂષ પ્રગટે સંસ્કારી ), દેવ દિવાળી દિન૦
ઓગણીસેં ચોવીસ રવિવારી.
બંદર વવાણિઆ સોરઠ મઝારી;
રવજી મહેતા કુલ કીરતિધારી,
**દેવા દેવ** જાયો જયકારી. દેવ૦ ૧
જન્મમહોત્સવવિધિ કરી સારી,
હર્ષિત ભયે સજ્જનજન ભારી;
શ્રીમદ્ રાજચંદ્ર નામ ઉચારી.
મંગલ ગાવત નિજકુલ નારી. દેવ૦ ૨
બાલખ્યાલ પિન જનમનહારી,
સરવ સુરીતિ અલૌકિક ધારી;
મહા લઘુવયમાં તત્ત્વ વિચારી,
મતિ સ્મૃતિ અતિ અચરિજકારી. દેવ૦ ૩
મુખમુદ્રા શુભ શાન્તિકારી,
વચન સુધારસઘનકી ધારી;
સમજાવણકી શૈલી ન્યારી;
સમજે સહજે ભવ્ય સંસ્કારી. દેવ૦ ૪

બાહ્યાચરણુ ઉદય અનુસારી,
પિણુ અંતરગત ગગનવિહારી.
**શ્રી ગુરૂરાજ** રત્નત્રય ધારીઃ
જિનકે પદકજ ઢોક હમારી. દેવ૦ ૫

---

૨

અડિયલ છંદની ચાલ.

જન્મ્યા **શ્રી** ગુરૂરાજ જગતહિત કારણે,
કરવા અમ ઉદ્ધાર વારિ જાઉં વારણે;
શોભન સોરઠ દેશ મૂળ મન ભાવતો,
હાલ કાળમાં કાઠિયાવાડ નામે છતો. ૧
તેમાં બંદર વવાણિઆ **મોરબીનૃ**પતણો,
વસે વર્ણ શુભ ચ્યાર પ્યાર પરસ્પર ઘણો;
દશા **શ્રી**માળી વણિક વંશમાં ઓપતા,
**રવજી મહેતા** તાત સકળમાં શોભતા. ૨
માત દેવાનંદા નામ કે સત્યવતી સતી,
ઉભય ધર્મે વિશુદ્ધ કે સોહે દંપતી;
તસ ગૃહગગનમેં અભિનવ ઉદયો દિનકરૂ,
કુળદીપક કુળચંદ્ર સત્ય સુત સુરતરૂ. ૩
**વિક્રમ સંવત વેદ**[૪] **યુગ્મ**[૨] **નિધિ**[૯] **બ્રહ્મ**[૧]**પરે,**
**દેવદિવાળી** આદિતવાર શુભ અવસરે;
**પ્રગટ્યા પુત્રરત્ન** ભાગ્યમાં નહિ મણા,
સધવ કુલાંગના ગાવે હર્ષ વધામણાં. ૪

જન્મ મહોત્સવ અરૂ સંસ્કાર સવે કરે,
નિરખી નયનાનંદ નંદ આનંદ ધરે;
**શ્રીમદ્ રાજચન્દ્ર** નામ ઠવે મનહારણો,
શુક્લ પક્ષ–શશિ જેમ વધે સુખકારણો. ૫

ક્ષેત્રાપેક્ષાએ દધિઉપકંઠે અવતર્યા;
તિમ દ્વિજ ભાવાપેક્ષાએ ભવદધિનિસ્તર્યા;
લીલા લલિત સુલક્ષણુ લક્ષિત લાલજી,
મતિ વિલક્ષણુ સુસ્મૃતિ પરમ વિશાળજી. ૬

માત તાત કુલ જાત જ્ઞાતિ સવિ સાથના,
પૂરે પૂરવ પુન્ય મનોરથ મનતણા;
લઘુવયે સહજે તત્ત્વ પ્રેમ ઉલટયો ઘણો,
કહો શીખવે કોણ ? હંસસુત ચાલણો ! ૭

કોકિલસ્વર નૃત્યમોર દશા એ સંસ્કારની,
તિમ પરમારથ પ્રીતિ રીતિ અભિનવ બની:
કાવ્યકુશળતામાં પણ પરમારથ મુખે,
શુભ તરતમ સંસ્કાર તેહ કહો કિમ લુકે. ૮

કિશોરવયે અવધાન પ્રયોગ શરૂ કર્યા,
આઠ બાર અરૂ યાવત શત કરી પરિહર્યા;
મૂલમાર્ગ **મહાવીર**–તણો ઉદ્ધારવા,
છોડયો લોકપ્રસંગ સત્ય અવધારવા. ૯

પરિગ્રહ અરૂ પરમાર્થ ઉભય હોડે વધે,
પણ અંતરગત સ્વરૂપાચરણ સાધન સધે;
શરણાગત સાધાર કૃપાળુ દેવજી,
કઇએક યોગ્ય જીવાત્માની ટાળી કુટેવજી. ૧૦

આગ્રહ અભિનિવેશ કઇકના ટાળિયા,
જાતા અનુશ્રોતપૂર કઇકને વાળિયા;
પ્રતિશ્રોત મોક્ષમાર્ગ પ્રકાશે સાદરે,
નિકટ ભવ્ય આત્માર્થે આદરે આદરે. ૧૧

**શ્રી સહજાત્મસ્વરુપ** સહજ કરૂણા કરી,
શાસનપુનરૂદ્ધારકરણ મનસા ધરી;
**ભાવનાબોધ** સુબોધ **મોક્ષમાળા** સચી;
કરવા આત્મત્ત્વસિદ્ધિ **આત્મસિદ્ધિ** રચી. ૧૨

કર્યા **સોભાગ્ય** સુભાગ્ય **અચળને** ચળાવિયા,
**જુઠાને** કરી સત્ય સત્યપંથ લાવિયા;
અદૃષ્ટ કલ્યાણી અનેક નેકમાં ઉદ્ધર્યા,
**પ્રતિમાપૂજકને** પણ **પ્રભુપૂજક** કર્યા ૧૩

મુદ્રા શાન્તિસ્વરૂપ વચન અવિરૂદ્ધતા,
અતિ જાગૃત ઉપયોગ હૃદયમાં શુદ્ધતા;
હૃદય નેત્ર વાણી અને હાજરી આખરે,
અસાધારણ આકર્ષણ શક્તિ ધરે. ૧૪

હાથે હાથ ગ્રહીં નાથ લિયો મમ ઉદ્ધરી,
બોધિ સમાધિ પ્રદાન કર્યો કરૂણા કરી;
**શ્રીમદ્ શ્રીગુરુ રાજદેવ નિષ્કામી** છે,
**શ્રી શુદ્ધચૈતન્ય સ્વામી રત્નત્રય સ્વામી** છે. ૧૫

### ૩

રાગ માઢ.

**સદ્ગુરૂ સુખકારી જ્ઞાનાવતારી રત્નત્રયદાતાર,**
**જુઓ દૃષ્ટિ સુધારી ગગનવિહારી જ્ઞાનાવતારી રત્નત્રયદાતાર.**

સાખી.

શોભન સોરઠ દેશવિષેરે, સાગર કેરે તીર;
બંદર વવાણિયા માંહે પ્રગટયા, વર્ત્તમાન મહાવીર.
અતિ અતિશયધારી, શુભ સંસ્કારી જ્ઞાનાવતારી. રત્ન૦ ૧

સાખી.

શ્રીમાન્ રવજી મહેતાના આત્મજ, શ્રીદેવાઅંગજાત;
ઝબકદેવીના પ્રાણપતિ પ્રભુ, શ્રીમનસુખના ભ્રાત.
મુદ્રા અવિકારી સુંદરાકારી જ્ઞાનાવતારી. રત્ન૦ ૨

સાખી.

અતિ લઘુવયમાં અનઆયાસે, આવ્યો અપૂર્વઉલ્લાસ;
કવિત્વ શતાવધાનાદિ શક્તિ, પામી અધિક પ્રકાશ.
અતિ દીર્ઘવિચારી સહજ સ્થિતિધારી જ્ઞાનાવતારી. રત્ન૦ ૩

સાખી.

મૂળમાર્ગ શ્રીમહાવીર દેવનો, કરવા તસ્યોદ્ધાર;
નયનિક્ષેપ પ્રમાણાબાધિત, ગુંથ્યા ગ્રંથ ઉદાર.
વાણી અમૃતધારી દોષાપહારી જ્ઞાનાવતારી રત્ન૦ ૪

સાખી.

શ્રીલઘુરાજતણા ગુરુ રાજજી, સાર્યાં સર્વે કાજ;
રત્ન ચિંતામણિ સરખા સદ્ગુરુ, તારણતરણજીહાજ.
લીજે અમને તારી અહો ઉપકારી જ્ઞાનાવતારી. રત્ન૦ ૫

---

૪

વ્હાલા વેગે આવોરે—એ રાગ.

સત્ય ધર્મ ઉદ્ધરવારે, અમને સુખીયા કરવારે;
સદ્‌ગુરૂ-સૂરજ ઉગિયા હોજી;
ઉદયા ઉદયા ઉરઉદયાચલશ્રૃંગ, સત્ય ધર્મ ઉ૦

સાખી.

વીરતણા નિર્વાણથી, પ્રસર્યો ભસ્મ પ્રચંડ;
વીરદેવનો નામ દઇ, પ્રસરાવ્યા પાખંડ.
સો પાખંડને ખંડવા, સદ્‌ગુરૂ જ્ઞાન અખંડ;
ચંડ પ્રચંડ તમ હરવારે. સ૦ ૧

સાખી.

મૂળ માર્ગ મહાવીરનો, સત્યસનાતન સાર;
તેહ પ્રગટાવા કારણે; સદ્‌ગુરૂ જ્ઞાનાવતાર.
લોકોત્તર મારગ વિષે, જેહને અવિચળ પ્યાર;
ધાર સુધાની ઝરવારે. સ૦ ૨

સાખી.

પૂર્વ વિરાધક જીવડા, અસદ્‌ગુરૂ આધીન;
સદ્‌ગુરૂ-શિક્ષા તેહને, લાગે અર્વાચીન.
હીનપુન્ની નહિ ગ્રહી શકે, સદ્‌ગુરૂ-બોધ પ્રાચીન;
દીન પ્રવીનને ઠરવારે. સ૦ ૩

સાખી.

પૂર્વકાલ સંસ્કારથી, પરમારથની પ્રીત;
પરમાર્થે પ્રસ્તાવ લહી, પ્રગટી પરમ પુનીત.
રીત લૌકિકની પરિહરિ, ગ્રહી અલૌકિક રીત;
હિત પ્રીત પરવરવા રે. સ૦ ૪

સાખી.

જગની ભીતિ જીતીને, ભયા અભય નિજ જ્ઞાન;
ઉપદેશાચર્ણુ સુગુરૂના, ત્હેનો કરે કલ્યાન.
હાનિ વૃદ્ધિ નહિ તેહને, સર્વે થયું સમાન;
રત્નત્રય અનુસરવારે. સ૦ ૫

---

૫

મારે દિવાળી થઇ આજ–રાગ.

આજ દેવદિવાળીનો દાડોરે, ગુરૂ ગુણ ગાવાને;
સદા સમરો સદ્‌ગુરૂ દેવરે, પાવન થાવાને.
આત્મહિતના સર્વ સાહિત્યમાં, પહેલું તે વળી સહેલુંરે;
શ્રીમદ્ સદ્‌ગુરૂ સેવા–સાધન, અમર ફળનોવેલુ રે. ગુરૂ૦ ૧
શેષ મહેશ શારદા આદિ, કરે ગુરૂગુણના ગાન રે;
ગુરૂગુણ ગાનના અનુસંધાને, પ્રગટે નિજપદ ભાનરે. ગુરૂ૦ ૨
નિત્ય નિમિત્ત અવતાર ભેદથી, ગુરૂદેવ દર્શાયરે;
પૂર્વોપાધિ બાદ કરંતાં, શેષ રહે સદ્‌ગુરૂ રાય. ગુરૂ૦ ૩
સદ્‌ગુરૂ દેવ છે એક સ્વરૂપે, ભેદ બુદ્ધિ દ્યો નાખીરે;
સદ્‌ગુરૂ એક ને સેવ અનેક છે, એ હારદ ઉર રાખીરે. ગુરૂ૦ ૪
સદ્‌ગુરૂપદ–સામર્થ્ય સર્વથા, સર્વજ્ઞે પણ ન કહાય રે;
જે સદ્‌ગુરૂની સાનમાં સમજે, તે ત્યાં સમજી સમાય. ગુરૂ૦ ૫
ગુરૂપદ સ્પર્શત ગુરૂતા પ્રગટે, અનુભવ કરીને દેખોરે;
ગુરૂભક્તિમાં ભાવ ધરીને, સરખા સહુને લેખોરે. ગુરૂ૦ ૬

નરતન ! ભાતભૂમિ આર્યકુળ, દીર્ઘાયુષ્ય સુખકારીરે;
 પૂરણઇંદ્રી શ્રવણ શ્રદ્ધાદિક, મળી સામગ્રી સારી. ગુરુ૦ ૭
આવો યોગ લહી યોગ્ય જીવાત્મા, ગુરુશિક્ષાની દીક્ષારે;
 ધારો ધૃતિ ધારી એક ધારા, જો હોય નિજપદ ઇક્ષા. ગુરુ૦ ૮
શ્રીમદ્ સદ્ગુરુ **રત્નત્રય** યુત, વળી તસ કૃપા–પાત્રરે;
 તે સર્વે સમદર્શી સન્તનો, હું છું અબોલો છાત્ર. ગુરુ૦ ૯

---

૬

સૌરાષ્ટ્ર સુંદર દેશમાં બંદર વવાણીઆ છે ભલો,
 ત્યાં પરમ પુરુષ નિધાન પ્રગટયો માનસર જ્યમ હંસલો;
તસ રત્નકુક્ષિ દેવમાતા દેવસુત પ્રસવ્યો ખરો;
 પ્રભુતુલ્ય મહાશય તત્ત્વજ્ઞાની રાજચંદ્ર મયા કરો. ૧
જસ જનક રવજીભાઈ કુળનભ દિવ્યમણિ રૂપ ધારતા,
 મિથ્યાંધકાર મટાડવા શુભજ્ઞાન કિરણ પ્રસારતા;
વળી ભવિકજન પ્રતિબોધવા અવતાર અવનીમાં ધર્યો,
 પ્રભુતુલ્ય મહાશય તત્ત્વજ્ઞાની રાજચંદ્ર મયા કરો. ૨
તસ જન્મ [૧]ચંદ્ર [૯]ભક્તિ [૨]યુગ્મ [૪]વેદે કાર્તિકી પુનમે,
 જન્મીઆ જગતમાં દેવ તેથી દેવદિવાળી ગમે;
તે બાહ્ય ગૃહસ્થાવાસમાં પણ અંતરંગે મુનિવરો,
 પ્રભુતુલ્ય મહાશય તત્ત્વજ્ઞાની રાજચંદ્ર મયા કરો. ૩
સ્યાદ્વાદ શૈલી સકળ જાણી ઓળખાવે ઓરને,
 નિજધર્મથી નવિ સમય ચૂકે કાઢી મૂકે ચોરને;
વળી સ્વપરનું જે સ્વરૂપ જાણે જ્ઞાનનો સાગર ભર્યો,
 પ્રભુ તુલ્ય મહાશય તત્ત્વજ્ઞાની રાજચંદ્ર મયા કરો. ૪

નહિ રાગને વળી દ્વેષનો લવલેશ આત્મપ્રદેશમાં,
પરમાત્મ સમજો ધર્મમૂર્તિ દેહધારી વેશમાં;
કળિ કાળમાં ભવરોગ હરવા વૈદ્ય માનું આ ખરો,
પ્રભુતુલ્ય મહાશય તત્ત્વજ્ઞાની રાજચંદ્ર મયા કરો. ૫

હે પુણ્યશાળી! પતિત તું આ દાસને ઉદ્ધારજે;
કુમતાંધ નિવારી ભવોભવ ઉદધિ પાર ઉતારજે;
તુજ કર કમળથી જય પતાકા જૈનની જગ વિસ્તરો,
પ્રભુતુલ્ય મહાશય તત્ત્વજ્ઞાની રાજચંદ્ર મયા કરો. ૬

ઉપશમ રંગ તરંગ ભરિયો જ્ઞાન દરિયો ગુરૂ મળ્યો,
પણ અશુભયોગે કર્મરોગે શુદ્ધ હીરો નવ કળ્યો;
ખીર નીરની પરે ભિન્ન કીધો રાગદ્વેષ કર્યો પરો,
ચિરંકાળ જીવો જ્ઞાનદીવો રાજચંદ્ર મયા કરો ૭

---

૭

આજ છે આજ છે આજ છે રે,
ગુરૂરાજની જયન્તિ આજ છે રે.
મોરબી રાજ્યમાં બંદર વવાણીઆ,
દશા શ્રીમાળી નાત છે રે. ગુરૂ૦
સકળ વણિકોમાં રવજી મહેતાનું,
શુભ નામ પ્રખ્યાત છે રે. ગુરૂ૦
તેમને ત્યાં જન્મ લીધો પ્રભુએ,
દેવદિવાળી રવિવાર છે રે. ગુરૂ૦
રાજચંદ્ર શુભ નામ પાડયું ત્યાં,
દેવા નંદા માત છે રે. ગુરૂ૦

નાની ઉમરમાં શતાવધાની,
　　સ્મરણશક્તિ વિશાળ છે રે ગુરૂ૦
ઉમર વરસ વીસ થાતામાં,
　　અવધાન પ્રયોગ ત્યાજ છે રે. ગુરૂ૦
ઓચિંતો તત્ત્વ–પ્રેમ ઉલ્લસ્યો અનેરો,
　　વાણી ઘણી રસાલ છે રે. ગુરૂ૦
દર્શન તોળ્યાં મધ્યસ્થતાએ,
　　વીર શાસન જેમાં પ્રમાણ છે રે. ગુરૂ૦
જૈનોમાં શું પણ આખા ભારતમાં,
　　તત્ત્વજ્ઞાની લેખાય છે રે. ગુરૂ૦
ઉદ્ધાર કરવા વીતરાગ શાસન,
　　જેને અંતરમાં ઉંડી દાઝ છે રે. ગુરૂ૦
ઉપદેશરૂપી વરસાદ વરસ્યો,
　　વાણી અમૃતરસ ધાર છે રે. ગુરૂ૦
મોક્ષમાળા ને આતમસિદ્ધિ,
　　રચી જગત હિત કાજ રે. ગુરૂ૦
મારગ બોધ્યો સરળતાથી,
　　જેમાં દર્શન ષટે સમાય છે રે ગુરૂ૦
જેના પ્રતાપે અનેક જનોને,
　　લાભ અલૌકિક થાય છે રે. ગુરૂ૦
શાસન ત્રિકાળ જયવંત વર્તો,
　　એ તો અનાથોનો નાથ છે રે.
　　　　ગુરૂરાજની જયન્તિ આજ છે રે.

૮

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે–એ રાગ.

જિન શાસનના જ્યોતિધર સોહામણા,
નેહે નમતો તુજ ચરણે આ દેહ જો;
આત્મ પ્રભાકર પ્રગટયો અંતર ઉજળો,
ધન્ય ઘડીને ધન્ય દિવસ એહ જો. જિન૦ ૧

દઈએ દિવ્યાત્માને દૈવી પુષ્પાંજલિ,
ઉભરાયે જ્યાં જ્ઞાન તણા અંબારજો;
ગગને શીતલ શોભે રજનીકાન્ત જે,
ઝરતાં રસ અમૃત બિન્દુડાં સારજો. જિન૦ ૨

બાલપણે પણ ઉચ્ચ વિચારો ચિંતવ્યા,
જન્મ–જીવન–મૃત્યુના ઉંડા મર્મજો;
વીત્યું જીવન ગૃહસ્થાશ્રમને આંગણે,
વ્યાપારે પણ નીતિ ન્યાયને ધર્મજો. જિન૦ ૩

'પરમ ધરમ અહિંસા' સહુ વદતા ફરે,
(પણ) મોહ–મમત્વે વાડાના વિસ્તારજો;
ખંડન મંડન ટાળી ધર્મની એકતા,
સમજાવી ભવ્યોને કરી પડકારજો. જિન૦ ૪

રાગદ્વેષ જ્યા પૂર્ણપણે ક્ષય પામતા,
કેવળ જ્ઞાન થશે એવો નિરધારજો;
સત્ય સનાતન દર્શન એ વીતરાગનું,
શિવપદ પ્રાપ્તિનો છે એહ આધારજો. જિન૦ ૫

અખંડ જાગૃતિ શ્રદ્ધા શુદ્ધોપયોગથી,
આત્મ-ઉઘાડે-ઉઘડે મુક્તિ દ્વારજો;

શ્રીમદ્ સદ્ગુરૂના આત્માર્થી વચનો લહી,
નિઃશંક થઇને સાધક પામે સારજો. જિન૦ ૬
દૃષ્ટિ રાગ ટળે આવે મધ્યસ્થતા,
ટળે કદાગ્રહ આવે વિશાળ ભાવજો;
દર્શનની નિર્મળતા પ્રગટે આત્મમાં,
**રાજબોધના** લેજો રૂડા લ્હાવજો. જિન૦ ૭

---

૯

આવ્યું આવ્યું અનુપમ નાવ, ભવજલ તરવાને;
તૈયાર ભવિક જન થાવ, શિવસુખ વરવાને.
મુક્તિપુરીના સર્વ પ્રવાસી, આનંદ ઉર ઉભરાય રે;
ભવ દરિયો બહુ દુઃખથી ભરિયો, તારક સદ્ગુરૂ રાય.
શિવ૦ ૧
દેવદિવાળી દિનજયકારી, ભવિજન આનંદકારી રે;
પૂર્ણચંદ્ર સમ **રાજચંદ્ર** પ્રભુ, પ્રગટ્યા સવિ સુખકારી.
શિવ૦ ૨
સત્ય સનાતન માર્ગ મોક્ષનો, કરવા જગ ઉદ્ધાર રે;
તત્ત્વજ્ઞાની જનમ્યા કળિકાળે, શાસનના શણગાર.
શિવ૦ ૩
શ્રુતસાગરના મર્મ પ્રકાશ્યા, ગચ્છમત તિમિર વિદારી રે;
વાણી શાંત સુધારસ ઝરતી, સૌ જનને હિતકારી.
શિવ૦ ૪
આત્મશક્તિ ઉજ્વળ તુજ ભાળી, મંદમતિ મદ જાય રે.
આત્મશ્રેય સાધક સુવિચક્ષણ, સેવે શરણ સદાય.
શિવ૦ ૫

અંતરદૃષ્ટિથી રાજ નિહાળો, બાહ્યદૃષ્ટિ દુ:ખદાય રે;
સ્વરૂપાચરણ, રમણ નિજપદમાં, જગજયવંત ગણાય.
શિવ૦ ૬

યુગપ્રધાન સમતારસસાગર, સહજ સ્વરૂપ સ્થિતિ ધારી રે,
જહાજ બની પ્રભુ પંચમ કાળે, તાર્યાં બહુ નર નારી.
શિવ૦ ૭

ચતુર્થકાળમાં પણ દુર્લભ જે, તેવો જોગ જણાય રે,
ભાગ્યવંતથી પ્રતીત કરીને, આશ્રય ગ્રહી તરાય
શિવ૦ ૮

મુદ્રા શાંત સદા અવિકારી, સ્મરણ સહજ સુખધામ રે,
વાણી મૃત સંજીવન કરતી, ભવિજન મન વિશ્રામ.
શિવ૦ ૯

પરમ કૃપાળુ દશા તમારી, પામરથી શું કળાય રે!
આત્માકાર અવસ્થા સ્વામી, મહાભાગ્યે પરખાય.
શિવ૦ ૧૦

સમીપ મુક્તિગામી જે પામ્યા તુજ પદમાં વિશ્રામ રે;
શ્રદ્ધા ભક્તિ સહિત તુજ આશ્રય, નિશ્ચય ગુણ આરામ.
શિવ૦ ૧૧

તુજ આજ્ઞા આરાધન કરતાં, લહીશું નિજપદ રાજ રે,
રાજવચન જીવન આધારો, શુદ્ધિ સિદ્ધિ સુખસાજ.
શિવ૦ ૧૨

---

શ્રીમદ્

# સદ્ગુરૂ વિરહ પદો.

## ૧

કિન વન ઢુંઢંરી માઇ—એ રાગ.

કહો કહાં ઢુંઢુંજી સ્વામી,
સ્વામીજી મેરા શ્રીસહજાત્મ સ્વરૂપ, કિસ વિધ પાઉંજી સ્વામી;
સ્વામીજી મેરા શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ.
કિસવિધ પાઉંજી સ્વામી ?
મોહમયી સંસારશહરમેં, ગયા સહજાત્મ દુરાઇ:
સહજાત્મ અસહજ ભએ એસી,
કુબુદ્ધિ કહાંસે આઇ ? કહો૦ ૧
એક સહજાત્મ સ્વરૂપ બિના સબ,
ભાસે જગત દુ:ખદાઇ,
શ્રી સહજાત્મસ્વરૂપ સ્વામી બિન,
કહાં પુકારોં જાઇ ? કહો૦ ૨
સહજાત્મતા સહજેહી પ્રગટે,
ક્યોં મરો ધાઇ ધાઇ;
કોડી ઉપાય કરે ક્યોં ફૂડા,
સમઝે રહો સમાઇ. કહો૦ ૩
શ્રીસહજાત્મસ્વરૂપી સ્વામી,
હૈ તુઝકા તુઝમાંહી;
ખોજ પકરી વિશ્વાસ ધરો દૃઢ,
આઇ મિલેગા સાંઇ ! કહો૦ ૪

જ્ઞાનનેંન ગુરૂગમ વિન ન મિલે,
સહજાત્મ સુખદાઇ;
રત્નરાજ ગુરૂદેવ પ્રસાદે,
સહજાતમતા પાઇ. કહો૦ ૫

---

૨

શ્રીવીરપ્રભુ સિદ્ધ થયા એ દેશી.

શ્રીસહજાત્મ સ્વરૂપજીરે, શ્રીશુદ્ધ ચૈતન્ય જ્યોતિ;
જોગ બળે કરી જગતમાંરે, કરતા ધર્મ ઉદ્યોતરે—
સદ્‌ગુરૂ સાંભળોરે, સેવકની અરદાસરે;
દરશદેખાડિયે, જિમ મન લહે વિશ્વાસરે. સદ્‌ગુ૦ ૧
આર્ય દેશ કુળ ઊપનારે, જીવ જે ભવ્ય સ્વભાવ;
સુલ્લભબોધિ કર દિયારે, ધન્ય તુમ વચન પ્રભાવરે. સદ્‌ગુ૦ ૨
પરદેશોથી આવતારે, પ્રશ્ન અનેક પ્રકાર;
ઉત્તર દેતા ઉલ્લસીરે, સ્વાનુભવ આધારરે. સદ્‌ગુ૦ ૩
વાણી સુધા વરસાવતારે, હેતુ અનેક સમાય;
તે વચનોના [1]સાંબળાજી, સબ મુમુક્ષુસમુદાયરે. સદ્‌ગુ૦ ૪
સૂરત તો દીસે નહીંરે, પલ પલ આવે યાદ;
પરિચયી ને અપરિચયીરે, અધિક કરે વિષવાદરે. સદ્‌ગુ૦ ૫
ભરતક્ષેત્રમાંહી પડયોરે, વીર પ્રભુનો વિયોગ;
તેમજ આ કળિકાળમાંરે, બનિયો સહી સંયોગરે. સદ્‌ગુ૦ ૬

---

૧ ઉમેદવારી.

સબસમુદાયને આપનોરે, મોટો થયો આધાર;
ગમ્ય ક્ષેત્રમાં કોયે નહીંરે, તુમ સમ જ્ઞાનદાતારરે સદ્‌ગુ૦ ૭
સૂત્ર-રહસ્ય તુમ સારખીરે, કોઈ ન ખોલનહાર;
વાદીકે સારે નહીં રે, પૂછે સોહી તૈયારરે. સદ્‌ગુ૦ ૮
મનના સંશય પૂછવારે, આવતા સંત અનેક;
રાજી થઈ બતલાવતારે, વારૂ અધિક વિવેકરે. સદ્‌ગુ૦ ૯
વાતો તો સત્પુરૂષનીરે, લખી હૈયાને માંય;
યાદ ઘણાને આવશેરે, ભૂલી તે નવ જાયરે. સદ્‌ગુ૦ ૧૦
**રત્ન**તુલ્ય ગુરૂદેવનોરે, વિરહ સહ્યો નવ જાય;
પણ બાંધી પૂરવ ભવેરે, ઉદય થઇ અંતરાયરે સદ્‌ગુ૦ ૧૧

---

## ૩

રાગ ધોળ.

સુગુરૂ નિત્ય સાંભરે, વ્હાલા શ્રી સહજાત્મ સ્વરૂપ;
અનામ અરૂપ રત્નત્રય-ભૂપ, સુગુરૂ નિત્ય સાંભરે.
પંચમ આરે અવતર્યારે, સદ્‌ગુરૂ સત્ અવતાર;
મૂળ મારગ પ્રગટ કર્યો, સ્વામી ખોલ્યાં છે મોક્ષનાં દ્વાર. સુ૦ ૧
શ્રી ગુરૂ **રાજચંદ્ર** સરિખારે, વાણી અમૃતધાર;
મૃતથી સંજીવન કર્યા, સ્વામી આત્મરતનદાતાર. સુ૦ ૨
સદ્‌ગુરૂ સવિતા સારિખારે, કથની કિરણ વિચાર;
આ જડ જગની ભૂમિથી, સ્વામી ખેંચી લીધો નિજ સાર. સુ૦ ૩
આ ભવ અટવીને વિષે રે, સદ્‌ગુરૂ સાર્થવાહ;
નિર્ભય નિજપુર દેશમાં, સ્વામી પહોંચાડે ગ્રહી બાંહ્ય. સુ૦ ૪

દુઃખદરિયો ઓળંગવારે, સદ્દગુરૂ ઝાઝ સમાન;
બેસી જાઓ શિવદ્વીપમાં, ભવ્ય બાલક વૃદ્ધ યુવાન. સુ૦ ૫
કર ગ્રહીને સંબોધીઓરે, શ્રીશુદ્ધ ચૈતન્ય સ્વામી;
સ્વરૂપાચરણ સમજાવીને, સ્વામી મેટી છે સઘળી ખામી. સુ૦ ૬
નિષ્કારણ કરૂણાધણીરે, કર્યો અનંત ઉપકાર;
તાર્યાં બહુ ભવ્ય જીવને, સ્વામી અંતર વ્રત ધરનાર. સુ૦ ૭
દરશે અંતર્દર્શીને રે શ્રી સદ્દગુરૂપદમૂળ;
દરશે બાહિર્દર્શીનેરે, સત્યપુરૂષનું ઉદયિક સ્થૂળ. સુ૦ ૮
ભાળ્યા વગરનું ભાવ તે રે, સાધારણ કહેવાય;
પણ સાક્ષાત પ્રત્યક્ષથીરે, પરોક્ષ તે પ્રત્યક્ષ થાય. સુ૦ ૯
સાક્ષાત્ પ્રત્યક્ષ સદ્દગુરૂ રે, શ્રી ગુરૂદેવ સહાય;
ઓળખિયા ગુરૂરાયને, મારી ટળી છે અલાય બલાય. સુ૦ ૧૦
મહિમા સદ્દગુરૂપદતણી રે, વચને કેમ કહેવાય;
રત્નરાજ ગુરૂ દેવના, રહ્યા ચરણ શરણુમાં સમાય. સુ૦ ૧૧

---

૪

રાગ પીલુ બરવો.

દર્શન દ્યો ગુરૂરાજ વિદેહી,
તુમ બિન દુઃખ પાવત મુજ દેહી. દર્શ૦
શ્રી સહજાત્મ સ્વરૂપ સોહાવે,
શ્રી શુદ્ધ ચૈતન્ય સ્વામી ભાવે. દ૦ ૧

શ્રીમદ્ સદ્ગુરૂ અગમ અપારા,
કેહી કારણુ કહો મોય બિસારા? દ૦ ૨
ગૃહ જગજાલ ન પલક સોહાવે,
ભોર ભયો મોસેં રહ્યા ન જાવે. દ૦ ૩
નેક ન રહી શકું નિરધારા,
હરદમ પંથ નિહારૂં તિહારા. દ૦ ૪
અન્ન નહીં ભાવે નિંદ ન આવે,
બેર બેર મોય બિરહ સતાવે. દ૦ ૫
જૈસે મીન મરે બિન વારી,
તૈસેં તુમ દશા અમારી. દ૦ ૬
જૈસેં મણિ બિન ફણિ વિકરાળા,
તૈસેં તુમ બિન હાલ અમારા. દ૦ ૭
જૈસે માત બિન બાલ બિચારા,
તૈસેં તુમ બિન હમ ઓસિયારા. દ૦ ૮
**રત્નત્રયી**મેં તુમ એક અપ્પા,
મેટી ત્રિપુટી અબતો ન તપ્પા. દ૦ ૯

---

૫

બલિહારી રસિયા ગિરિધારી—એ રાગ.

**અધ્યાત્મ રસિયા ઉપકારી, શ્રીમદ્ સ્વામહો, ત્યજી અમને સત્ લોકના વાસી આવું ન કરિયેજી, (આવા ન બનિયેજી), વાણી સ્વરૂપી વ્હાલા વાંસલડી વાહિને (વગાડીને) રે! અમને કર્યા અનુસારી, શ્રીમદ્ સ્વામહો ત્યજી અમને સ૦ ૧**

આ જગજાળ વ્હાલા ખાવાને ધાય છે રે,
તેમાં મત્તજાળ મુંઝાવે ભારી, શ્રીમદ્ સ્વામહો ત્યજી૦ સ૦ ૨
મુમુક્ષુમંડળની શોભા તમ વિના અમને તો,
નવ લાગે વ્હાલા હવે સારી, શ્રીમદ્ સ્વામહો ત્યજી૦ સ૦ ૩
મારગ તોળ્યો વ્હાલા અકલ તરાજુએ રે,
અમરપર ઢોળ્યો ગુણધારી, શ્રીમદ્ સ્વામહો ત્યજી૦ સ૦ ૪
રત્ન ચિંતામણિ સાદ્દશ્ય સદ્ગુરૂ,
હવે સુધ લેજો પ્રભુ મ્હારી, શ્રીમદ્ સ્વામ હો ત્યજી અમને
સત્સ્વરૂપ વિલાગી આવું ન કરિયેજી. (આવા ન બનિયેજી) સ૦ ૫

---

૬

દાસ પરે દયા લાવો રે—એ રાગમાં.

આપ વિના અકળાવે રે શ્રીમદ્ સદ્ગુરૂજી, તુમવિન મન અકુલાવે:
શ્રીરાજ રાજેશ્વર તુમ વિન મન અકુલાવે.
કોણ ધર્મનો મર્મ બતાવે, સત્સ્વરૂપ કોણ સમજાવે;
કોણ આત્મ ઓળખાવે રે શ્રીમદ્ સદ્ગુરૂજી આપ વિના૦ ૧
આવાગમનનો કારણ શું છે? તેમ જે તેના વારણ શું છે?
તારણ શર્મ કોણ બતાવે રે, શ્રીમદ્ સદ્ગુરૂજી આપ વિના૦ ૨
જન્મ જરા ને મૃત્યુ હરવા, શ્રી સહજાત્મ સ્વરૂપે ઠરવા,
કોણ સહાયક થાવે રે, શ્રીમદ્ સદ્ગુરૂજી આપ વિના૦ ૩
તુમ વિન આત્મભ્રાન્તિ કોણ ભાગે, શુદ્ધ જ્યોતિ બાહ્યાન્તર જાગે;
કોણ જ્ઞાનદીપ પ્રગટાવે રે, શ્રીમદ્ સદ્ગુરૂજી આપ વિના૦ ૪

ઉર ધરવી સદ્‌ગુરૂની શિક્ષા, એજ આત્મને ઉત્તમ દીક્ષા;
ભિક્ષા રત્નત્રય પાવે રે, શ્રીમદ્ સદ્‌ગુરૂજી આપ વિના૦ ૫

---

૭

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે? એ રાગ.

સાધુચરિત ગુરૂ સ્મરણુ તમારાં શાં કરૂં?
રાજ રાજેશ્વર સ્મરણુ તમારાં શાં કરૂં?
વિસ્મરણુનો ક્ષણુ એક નથી અવકાશજો;
અહર્નિશ છે અંતરમાં યાદી આપની,
સદા ઉદિત ઉર ઉજ્વલ પુણ્ય પ્રકાશજો. સાધુ૦

પુનિત પરૂણા થઈ ઉતર્યા અમ આંગણે,
અલ્પ સમય કીધો મનુકુળમાં વાસ જો;
શુભ ઝરણુ દૈવી રસના વહેતાં કરી.
ત્વરિત વળ્યા કરી પૂરણુ આપ પ્રવાસજો. સાધુ૦

શુષ્ક જીવન અમ રસનિર્ભર સ્નેહે કરી,
સ્હેજે શિખવ્યો આત્મજીવનનો યોગજો:
જે સુખનાં સ્વપ્નાં સાથે સરખાવતાં,
અલ્પ વસે ઉર ભુવનત્રયના ભોગજો. સાધુ૦

મેઘ રૂડા આણ્યા અમ ઉર મરૂક્ષેત્રમાં.
ટહુકી સ્વર્ગીય મધુરા રાગ મલ્હારજો:
નવ પલ્લવતા અર્પી જીવન બાગમાં,
કીધાં અમને ઉન્નત અધિક ઉદારજો. સાધુ૦

ખ્યાલ કરૂં શું અદ્‌ભુત જીવન પ્રકાશનો;
પ્રતિક્ષણુ જેમાં વૃદ્ધિ અનંત સુહાયજો;

જ્ઞાનીના હારદને સમજે જ્ઞાનીઓ,
અનુભવ્યું મુજ પામરથી કયમ જાયજો. સાધુ૦
આ આંખે રસભીના તમને ભાળીઆ,
અનુભવ નંદનવનના વિરલ વિહારીજો;
બાકી હૃદયવિહિન જ્યાં ત્યાં નજરે ચડે,
શુષ્કજીવન સરિતાપુરમાં સંસારીજો. સાધુ૦
કથ્યું ન જાયે અદ્યપિ અહ:નિશ આપનું,
વિલસે અંતર ચારૂ ચિત્ર વિચિત્રજો;
શેષજીવન સંભારી સુખમાં ગાળશું;
સમીપ સમયના અનુભવ પરમ પવિત્રજો.
સાધુચરિત ગુરૂ સ્મરણુ તમારાં શાં કરૂ?

---

૮

ભુજંગી છંદ.

ગુરૂ રાજ આનંદધામે પધાર્યા,
ભવિ સર્વ હૈયા તણી હામ હાર્યા;
પ્રભુ એક આધાર તું પ્રાણ પ્યારો,
સહું કેમ વિહો? થયો કાં તુ ન્યારો.? ૧
મહા મોહરાજા તણું રાજ્ય વર્તે,
અવિદ્યા[૧] કળિકાળ રાત્રિ પ્રવર્તે;
વળી આગ્રહી ગચ્છનિદ્રા વિષે જ્યાં,
પ્રભુ, ધર્મ નિર્ગ્રંથ સુષુપ્ત[૨] છે ત્યાં. ૨

---

૧ અજ્ઞાન. ૨ સુતેલો.

અહા! દિવ્ય જ્યોતિ, પ્રભુ જ્ઞાનમૂર્તિ,
નિવારી ઘણા ભવ્યની તેં સુષુપ્તિ;[1]
હણી મોહ મિથ્યા[2] તમિસ્રાન્તકારી,
સહું કેમ વિર્હો? રવિ[3] તું પ્રતાપી. ૩
પ્રભુ જ્યાં બળે લોક ત્રિવિધ તાપે,
વળી જન્મ મૃત્યુ જરા ત્રાસ વ્યાપે;
તહીં કલ્પવેલી તણી છાંય અર્પી,
પ્રભુ તું વિના કોણ શાંતિ સમર્પે? ૪
મતિ ને ગતિ વૃત્તિ વિશ્રામ વ્હાલા,
ભવાબ્ધિ થકી નાથ છો તારનારા,
વિના આપ હે સ્વામિ! સંસાર ખારો,
સહું કેમ વિર્હો? થયો કાં તું ન્યારો? ૫
પ્રભુ તું વિના મોક્ષનો માર્ગ અર્પી,
ભવારણ્યથી ઉદ્ધરે કો પ્રતાપી?
દઈ દિવ્ય નેત્રો નિજાનંદદર્શી,
હરે કોણ અંધત્વ મિથ્યાત્વરૂપી? ૬
દશા મીન[4] કેરી વિના વારિ[5] જેવી,
નિરાધાર, માતા વિના બાળ, જેવી;
પ્રભુ આપ વિર્હો, અતિ દુઃખદાયી,
ત્વરાથી શમાવો કૃપાસિંધુ સ્વામી. ૭
અહો નાથ! વાણી રસાળી તમારી,
બુઝાવે ભવાગ્નિ, ભવિ–મોહહારી;

---

૧ સુષુપ્તિ=નિદ્રા. ૨ તમિસ્રા=અંધારી રાત્રિ, મિથ્યાત્વરૂપી રાત્રિના અંધકારનો નાશ કરનાર. ૩ સૂર્ય. ૪ માછલી. ૫ પાણી.

વળી આપ મુદ્રા પ્રભુ, શાંતિકારી,
ઠરે ચિત્તવૃત્તિ સમાધિસ્થ ભાળી. ૮

મહા દુઃખદાયી, વળી કલેશકારી,
વિભાવો વિષે રક્ત વૃત્તિ અમારી;
ગુરૂ રાજ શર્ણે, પ્રભુ સંત ચર્ણે,
વિરામો પ્રપંચો સહુ ક્ષોભકારી. ૯

---

૯

વિરહો નહિરે ખમાય, રાજ તારો વિરહો નહિરે ખમાય.
સંશય ભાંજે તું વિણુ કોણુ પ્રભુ,
એ દુઃખ પલપલ થાય. રાજ તારો૦ ૧

બહુ પ્રયાસે મન સ્થિર નહિ થાયે,
તુમ સંગે સ્થિર થાય. રાજ તારો૦ ૨

યોગીને પણ દુર્લભ જેવો,
તે અમને સમજાય રાજ તારો૦ ૩

---

૧૦

અંગુઠે સૌ તીરથ વસતાં સંત શિરોમણિ રૂપેજી,
રણુ-દ્વીપ સમ દિપાવ્યો આશ્રમ, આપ અલિપ્ત સ્વરૂપેજી,
સમજી અત્યંત શમાયા સ્વામી કદિએ નહિ છલકાયાજી,
અબળા, બાળ ગોપાળ બધાને શિર છત્રની છાયાજી. ૧

સમજે સર્વે મનમાં એવું: મુજ પર પ્રેમ પ્રભુનોજી.
પરમકૃપાળુ સર્વોપરિ છે, હું તો સૌથી નાનોજી;
પરમ પ્રેમ મૂર્તિ પ્રભુજીની, સહું સ્વપ્ને ન વિયોગજી,
કાળ કરાળ દયાળ નહીં જરી, જડને શો ઉપયોગજી? ૨

ઋતુ પર્વ સૌ પાછાં આવે, યાદિ પ્રભુની આપેજી,
પ્રેમ-મૂર્તિનું દર્શન ક્યાંથી? શોક સહુ જે કાપેજી;
પ્રભુનાં સન્મુખ દર્શન વિણુ તો, ક્યાંથી ઉમળકો આવેજી?
સ્મૃતિ સરોવર નિર્મળ જેનું, તેને વિરહ સતાવેજી. ૩

ત્રિવિધ તાપથી બળતા જીવો, વચન સુધારસ પીતાજી,
સંત સમાગમ-દર્શન-પામી પ્રારબ્ધે નહીં બીતાજી:
સત્યયુગ સમ કાળ ગયો એ, સૌને ઉરમાં સાલેજી,
દૂર રહ્યા પણ દયા દૃષ્ટિથી, પ્રભુ અમને નિહાળેજી. ૪

સહુ વ્યવહાર વિશ્વાસે ચાલે પણ પરમાર્થે પહેલોજી,
બહુ બળવાળી શ્રદ્ધા જેની તે પુરૂષાર્થે ઘેલોજી,
જગત, ભગતની રીતો જુદી, સત્ય ભગતકો વિરલાજી,
પરમ કૃપાળુને પ્રગટાવે, રોમ રોમ તે હીરલાજી. ૫

---

## ૧૧

ગઝલ કવાલિ.

શી સુંદર દિવ્ય એ જ્યોતિ! સ્વપરના સૌ દૂષણ ધોતી;
અખંડાનંદ સૂરત શી! સરલતા સન્મતિ સહ શી! ૧

પ્રબળ પુણ્યે પ્રભાવી શી! સદા ઉપકૃત સ્વભાવી શી!
શી રાજ સ્વરૂપની જ્યોતિ! જડીન થાકયો બહુ ગોતી. ૨

હવે નજરે ન દેખાતી, હવે મુદ્રા ન મલકાતી;
રહ્યું જોવું, રહ્યું રોવું, અફળ આંસું નથી લો'વું. ૩

અસીમ આ વિશ્વના આરે, હવે મલશું કહો ક્યારે?
ગમે ત્યારે ગમે ત્યારે, ન આજે તો જરૂર કાલે. ૪

હવે તો ના ગુરૂરાજ, અમારી સાથ કો સાજ;
દરદ દિલનું કહાં કે'વું, જડેના પાત્ર કો એવું. ૫
સુકાતાં ના નયન મારાં, સ્મરણ જ્યારે ઉરે તારાં;
હવે કયારે, કહો કયારે, દરિસણ આપશો કયારે? ૬
વિશુદ્ધ સ્વરૂપના ભોગી, પ્રભુ શ્રીકાંત તનુ યોગી;
સવિતા સમ દુરે થઈને, નિશા ગાઢે મુકયા અમને. ૭
અવિદ્યા રજની નિવાસે, હવે શી અમ દશા થાશે?
પ્રકાશ પ્રકાશશો કયારે, કહો ઉદ્ધારશો કયારે? ૮
સમજ વિણનાં શિશુ નાનાં, તજે પિતૃ ન દુનિયાનાં;
શું શોભે તો પ્રભુ તમને, રખડતા મુકવા અમને? ૯
સતાવે મોહ બધી બાજુ, ન રાખે અંગ કો સાજૂ;
ચડી વિયોગીની વ્હારે, કહો ઉગારશો કયારે? ૧૦

---

૧૨

શિવના અનુગામી અન્તરયામી હે નિષ્કામી દ્યો અમને આધાર;
નિજ આતમરામી સુખ વિશ્રામિ જગના સ્વામી વંદન સો સો વાર.
શિવના અનુગામી૦ ૧

પરમ હિતૈષી કરૂણા પ્રતિમા છો જગમાં લઘુરાજ,
તેના આશ્રયથી જગજનનાં સરશે સઘળાં કાજરે.
શિવના અનુગામી૦ ૨

પીને મોહ મહા મદિરાને ભૂલ્યો હું નિજરૂપ,
કરૂણા કરી બતલાવો અમને કયાં છે સુખનો ભૂપરે.
શિવના અનુગામી૦ ૩

સફળ હતો તારા દર્શનથી આ માનવ અવતાર;
કિન્તુ વિરહની ભીષણ જ્વાળા સળગે આજ અપારરે.
શિવના અનુગામી૦ ૪

તારા વિણ જીવનની શોભા છે સૌ ધુળ સમાન;
અંતરની પીડા છે અધિકી તેનું નથી પ્રમાણ રે.
શિવના અનુગામી૦ ૫

દાવાનળમાં બળતા જીવને દીધો સુન્દર બોધ;
એક સાથ ભવિજનનાં ટાળ્યાં આગ્રહ માન વિરોધરે.
શિવના અનુગામી૦ ૬

સર્વ મુમુક્ષુ જનના મનને દીધી આત્મિક શાંતિ;
ભાન કરાવીને પોતાનું ટાળી મિથ્યા ભ્રાંતિ રે.
શિવના અનુગામી૦ ૭

---

૧૩

(બાહુ જિણંદ દયામયી, વર્તમાન ભગવાન પ્રભુજી—એ દેશી.)

સંત સ્વરૂપ સમાધિ વર્યા, વિરહ સહ્યો કેમ જાય ? પ્રભુજી;
શું સ્મરીએ ઉપકાર અહો ! પળ પણ કેમ વિસરાય?
પ્રભુજી. સંત૦ ૧

ઘોર અંધારી રાત્રિ વિષે, દીપક જાય બુઝાય પ્રભુજી;
ભીષણ ભવ વનમાં ભવિનો, મારગ કેમ કપાય?
પ્રભુજી. સંત૦ ૨

સૌને માર્ગે ચડાવીને, મૂકી અધવચ આમ, પ્રભુજી;
આપ સ્વધામ સિધાવ્યા તો અમને કોની હામ?
પ્રભુજી.? સંત૦ ૩

સુંદર તન ચેતન જાતાં, શોભાશૂન્ય ભળાય, પ્રભુજી;
આપ વિના સત્સંગ વિષે, સૂનું તેમ જણાય.
પ્રભુજી. સંત. ૪

શીતળ શાંત અમી ઝરતા, ભાવદયા અવતાર, પ્રભુજી;
મન મોહન મનમાંહિ વસ્યા, પાપ તાપ હરનાર.
પ્રભુજી. સંત૦ ૫

જ્ઞાનમૂર્તિ ગુરૂ રાજ તણા, યુવરાજા લઘુરાજ, પ્રભુજી;
પરમ કૃપાળુ-કૃપા લહીને, સાર્યાં બહુ જન કાજ.
પ્રભુજી. સંત૦ ૬

સ્વરૂપાનંદ સદન રમતા, દમતા વૈરી વિભાવ, પ્રભુજી;
ભજતાં રાજ અભેદપદે, પ્રગટયો પરમ પ્રભાવ.
પ્રભુજી. સંત૦ ૭

નિજ પર હિત કરવા કાજે, નિશદિન અનુપમ ખંત, પ્રભુજી;
સત્પુરૂષાર્થ સ્મરણ કરતાં, અમ ઉત્સાહ વધંત,
પ્રભુજી. સંત૦ ૮

પાવન કર પગ જ્યાં ધરતા, કરતા મંગળ ત્યાંય પ્રભુજી;
બોધ સુધા વર્ષા વરસી, અમર થયા મૃતપ્રાય.
પ્રભુજી. સંત૦ ૯

પ્રતિમા ત્યાગ વિરાગ તણી, શમરસસિંધુ અપાર, પ્રભુજી;
અદ્ભુત નિજ અનુભવ ઉલસ્યો, જ્યોતિ ઝગમગ સાર.
પ્રભુજી. સંત૦ ૧૦

કાળ અનંતે જે ન લહ્યો, ચિદ્ઘન નિજ પદ લક્ષ, પ્રભુજી;
તે નિજ ભાવ અપૂર્વ અહો! આપ્યો આપ પ્રત્યક્ષ.
પ્રભુજી. સંત૦ ૧૧

પ્રભુ સહજાત્મસ્વરૂપ વિષે, પ્રીતિ ભક્તિ રૂચિ ભાવ, પ્રભુજી;
જોડયા સર્વ મુમુક્ષુના, ભવ જળ તરવા નાવ.
પ્રભુજી સંત૦ ૧૨

યુગ પ્રધાન શ્રી રાજગુરૂ, યુગમંડન લઘુરાજ, પ્રભુજી;
રાજ વચન જીવનરંગે, સાધક લે શિવરાજ.
પ્રભુજી. સંત૦ ૧૩

---

## ૧૪

ગઝલ કવ્વાલિ.

મલકતું મુખ પ્રભુશ્રીનું, હવે હા! ભાળશું કયારે?
ઝલકતી જ્યોત આત્માની, હવે નિહાળશું કયારે? ૧
ઉછળતી બોધ ઉર્મિઓ! હવે આસ્વાદશું કયારે?
સુણી વીર–હાક કેસરીની સ્વરૂપ સંભાળશું કયારે? ૨
થયા પ્રભુ દૂર નયનોથી, છતાં અંતરથી કયાં જાશો?
પ્રતીતિ અમર નિજપદની, કરાવી દૂર કયાં જાશો? ૩
તજી સંસાર દુ:ખદાયી, વસ્યા આત્મિક સુખસદને;
મળીશું નિશ્ચયે તમને, ક્રમે આરાધી તે પદને. ૪
પ્રકાશ્યો જે ગુરૂરાજે, સનાતન માર્ગ મુક્તિનો;
દીધો સન્માર્ગ તે અમને, અહો! ઉપકાર પ્રભુશ્રીનો! ૫
મણિધર મોરલી નાદે, બને તલ્લીન આનંદે;
સુણી પ્રભુ બોધની બંસી, બન્યા, કંઈ લીન નિજાનંદે! ૬
સકલ જડ દ્રવ્યથી જૂદો, ચિદાત્મા જ્ઞાનઘન શુદ્ધો;
અનંતા જ્ઞાનીએ જાણ્યો, અનુભવ સૌખ્ય આસ્વાદ્યો. ૭

કૃપાળુ આશ્રયે આપે ચિદાત્મા શુદ્ધ તે માણ્યો;
અમારૂં તે સ્વરૂપ, તેનો અનુભવ એજ મન માન્યો. ૮
વચન તુજ સાર ત્રિભુવનમાં, વસે જો મુજ અંતરમાં;
પછી ભય કે વ્યથા શાની? વિપદ્દ વ્યાધિ ભયંકરમાં. ૯
મરણ પણ થાય જ્યાં પરનું[1], નથી હું નિશ્ચયે મરતો,
પ્રભુ તુજ ચરણ આશ્રયથી, અમર પદમાં ગતિ કરતો. ૧૦

---

૧૫

(અપૂર્વ અવસર એવો ક્યારે આવશે એ દેશી.)

કરીને અમને અનાથ પ્રભુ તમે ક્યાં ગયા?
બાળે અંતર ક્ષણ ક્ષણ આજ વિયોગ જો;
સંત સમાગમ છે જગમાં દુર્લભ ઘણો,
પ્રાપ્ત હતો સત્સંગ અલૌકિક યોગજો.–કરીને૦ ૧
લઈ ન શકયા કંઈ લાભ પૂર્વ દુર્ભાગ્યથી,
આ કારણ મન વ્યાકુલ પશ્ચાતાપ જો;
ગુપ્તપણે છે સૃષ્ટિ મધ્યે સંતો ઘણા,
કરી સુશોભિત ગુર્જર ભૂમિ આપજો.–કરીને૦ ૨
શ્રદ્ધાની પ્રતિમા શોધું પણ ના મળે,
દૂર થયો તું ભક્તિનો અવતાર જો;
રોમ રોમમાં શ્રીમદ્દ રૂપ વસ્યું હતું,
માન્યો જેણે નીરસ આ સંસાર જો–કરીને૦ ૩
ત્રિવિધ તાપથી બળતા જોઈ લોકને,
થઈને પણ શ્રીમંત થયા અણગાર જો;

---

૧ દેહાદિનું.

દીક્ષિત થઈ વિચર્યા આ ભારત ભૂમિમાં,
ભર્યો હતો મનમાં ઉપશમનો પ્યારજો.—કરીને૦ ૪
ભેટ થઇ તત્કાલ સુખદ ગુરૂરાજની,
સમજાઇ નિજ ભૂલ વિકટ સંસાર જો;
શ્રીગુરૂની અદ્દભુત કરૂણાના જોરથી,
પ્રગટયો મનમાં જ્ઞાન વિમલ ભંડાર જો.—કરીને૦ ૫
આત્મ હિતાર્થે કરવાનું સર્વે કર્યું,
હર્ષિત થઈ તજયો તમે સંઘ-મોહજો;
નિજ સંઘમાંથી છુટા પડતા જોઈને,
કરતા બહુજન સમજણ વિણ અતિ દ્રોહ જો.—કરીને૦ ૬
સમભાવે સવિ સહ્યા ન વિચલિત તું થયો,
જેમ છે ભૂપર મેરૂ, વિશાલ અડોલ જો:
કેસરીને લવ લેશ ન ભય છે અન્યનો,
હતું અમારૂં રત્ન પ્રગટ અણમોલજો.—કરીને૦ ૭
તેનો કરી સંહાર કાલ હર્ષિત થયો,
પણ ન વિચાર્યું હા ! હા ! કંઇ અમ દુ:ખજો;
ગર્યું આજે પ્રભુ તેજ બધું દગથી પરે,
વળી હણાયું સકલ અમારૂં સુખજો.—કરીને૦ ૮
અમીય દૃષ્ટિ શુભ કોણ આજ વરસાવશે,
ભાળીશું કયાં આવા ઉત્તમ સંત જો ?
આગ્રહ મત ભેદાદિ હવે કોણ ટાળશે ?
કહેશે અમને કોણ સરળ સત્ પંથ જો ? કરીને૦ ૯
પળ પળ તારૂં સ્મરણ હૃદયને ભેદતું,
પડતી આંખોમાંથી જલની ધાર જો;

અંતર પીડા બંધ ન થાયે એક ક્ષણુ,
પુનઃ પુનઃ કરતી તનુનો સંહાર જો.-કરીને૦ ૧૦
કોને અંતર વ્યથા નાદ સંભળાવીએ ?
પામું કયાં જઇને ઉત્તમ નિજ શાંતિ જો ?
દૂર થશે કેવી રીતે આ ચિત્તમાં,
વસી અનાદિ દુઃખદાયિની ભ્રાંતિ જો. ?-કરીને૦ ૧૧
એક તાપ તો છે આ ગ્રીષ્મ કાલનો,
વિરહ અગ્નિથી વધતો બમણો તાપ જો;
જે પદમાં જઇને બેઠા પ્રભુશ્રી તમે,
થઈને કરૂણાવંત અમોને આપજો.-કરીને૦ ૧૨

---

## છૂટક પદો.

### પદ ૧

અપૂર્વ અવસર એવો કયારે આવશે ? એ દેશી.

શ્રીમદ્ સદ્ગુરુ, સેવો સેવ્ય બુદ્ધિ કરી,
સેવા ભાવે, સેવા અગમ અપાર જો;
વિત્તજા, તનુજા, માનસી, આજ્ઞા આખરે,
સેવ્ય સેવવા સેવા ચાર પ્રકાર જો.-શ્રીમદ્૦ ૧

સદ્ગુરૂ સુપ્રસન્ન કરવા જે ચહાય તે,
ત્યાગે સર્વે જૂઠી મનની ટેકજો;
પતિવ્રતાનો ધર્મ અચળ કરી પાળવો,
ગુરૂ-ચરણે રહેવું અબળા થઈ છેક જો.-શ્રીમદ્૦ ૨

વળી એક વાત કહું છું અધિક વિવેકની,
સત્પાત્રોના સાચા સુખને કાજ જો;
ગુરૂજન સંગે રાખો પૂરણ પ્રીતડી,
ત્યાગી મદ, મત્સર, જૂઠી કુળલાજ જો.–શ્રીમદ૦ ૩

સુખદાયક જાણો એક શ્રીમદ્ સદ્ગુરૂ,
અતિ દુઃખદાયક મન પોતાનું જાણજો;
માટે મન મતિ–કલ્પના કાઢી નાખીને,
સહુની સંઘાતે બોલે અમૃત વાણ જો.–શ્રીમદ૦ ૪

વળી સાંભળ કહું સદ્ગુરૂ રીઝની રીતડી,
શ્રી મહાપ્રભુને, માન સંઘાતે વેર જો;
સાધન સર્વે, માન બગાડે પલકમા,
જેમ ભળ્યું, પય–સાકરમાં અહિ–ઝેર જો.–શ્રીમદ૦ ૫

દાસી થઈને રહેવું દીનદયાળની,
નીચી ટેલ મળેતો માને ભાગ્ય જો;
ઈન્દ્રાદિક દેવોને પણ મળતી નથી,
પુરૂષોત્તમ પાસે બેઠાની જાગ્ય જો.–શ્રીમદ૦ ૬

પ્રીતિ કરે, પરમારથ અર્થે નિત્ય નવી,
દાઝે નહિ, દેખી અન્યનું સન્માન જો;
માન મેલીને મગન થઈને સેવતાં,
સહેજે રીઝે શ્રી સદ્ગુરૂ ભગવાન જો.–શ્રીમદ૦ ૭

પરમ કૃપાળુની પ્રીતિ રીતિ મનમાં ધરે,
એક નિષ્ઠાએ વર્તે સદ્ગુરૂ સંગ જો;
પુરૂષોત્તમને, નથી કોઈ પર પોતા તણું,
પૂરણકામ ન રાચે કેને રંગ જો–શ્રીમદ૦ ૮

કરૂણાનિધિમાં, કામાદિક વ્યાપે નહિ,
ઈર્ષા, માન તણો નહિ અંતર લેશ જો;
કડવાં વેણુ કહી પોતાના દાસને,
ઔષધ સમ આપે ઉત્તમ ઉપદેશ જો—શ્રીમદ્દ૦ ૯

જે જે વચનામૃત શ્રી સદ્દગુરૂ રાજનાં,
સુખ ઉપજે તેમ કરવો શુદ્ધ વિચાર જો;
અનેકાંતે એકાંત સદા સુખદાયી છે,
એવું જાણી, ધરજો પૂરણ પ્યાર જો—શ્રીમદ્દ૦ ૧૦

સુખસાગર શુદ્ધ ચૈતન્ય સંગ સુખ માનજો;
અતિઘણી મહેર કરી છે શ્રી ગુરૂરાજજો;
સત્ય પુરૂષ સાથે સાચું સગપણ થયું,
આપણ તુલ્ય નહિ કોઇ બીજું આજ જો—શ્રીમદ્દ૦ ૧૧

રવિ મંડળમાં રાત તણું દુઃખ નવ નડે,
પારસ પામ્યે ધન દુર્બળતા જાય જો;
તેમ પ્રગટ પુરૂષોત્તમને જે જે મળે,
તેનો મહીમાં ભવ બ્રહ્માદિક ગાય જો—શ્રીમદ્દ૦ ૧૨

તન અભિમાન ટળે પૂરણ સુખ સંપજે,
સદ્દગુરૂ સ્વરૂપ શું વાધે સાચી પ્રીત જો;
**રત્નત્રય** છે મર્મ ઘણો આ વાતમાં,
સમજી શમાજો, અતિ ઉત્તમ રસ રીત જો—**શ્રી**મદ્દ૦ ૧૩

---

## પદ ૨

( ગરબી. )

શ્રી સહજાત્મ સ્વરૂપજી રે લોલ,
શ્રી શુદ્ધ ચૈતન્ય સ્વામિ જો;
સદ્ગુરુ સ્વરૂપ સદા સાંભરે રે લોલ,
મને મહાપ્રભુનો પ્રેમ કેમ વિસરે રે લોલ.
શ્રીમદ્ સદ્ગુરુ રાજજી રે લોલ,
પ્રેમે પ્રણમું શિર નામિ જો-સદ્ગુરુ સ્વરૂપ સદા૦ ૧

મીઠા મીઠા મેહુલા રે લોલ,
એથી યે મીઠા ધર્મ તાત જો-સદ્ગુરુ સ્વરૂપ સદા૦
પરમાર્થ પ્રેમનું એ પૂતળું રે લોલ,
જગથી જુદેરી એની જાત જો-સદ્ગુરુ સ્વરૂપ સદા૦ ૨

અમીની ભરેલી એની આંખડી રે લોલ,
વ્હાલનાં ભરેલાં એનાં વેણ જો-સદ્ગુરુ સ્વરૂપ સદા૦
અભય વરદાન ઉભય હાથમાં રે લોલ,
હૈયું તે હેમ કેરૂં વહેણ જો-સદ્ગુરુ સ્વરૂપ સદા૦ ૩

દેવોને બોધ એનો દોહ્યલો રે લોલ,
શશીએ સિંચેલ એની સોડ જો-સદ્ગુરુ સ્વરૂપ સદા૦
મુંગી આશિષ ઉરે મલકતી રે લોલ,
કાળજામાં કંઈક ભર્યા કોડ જો-સદ્ગુરુ સ્વરૂપ સદા૦ ૪

જગનો આધાર એની આંગળી રે લોલ,
લેતાં ન ખુટે એનો લ્હાવ જો-સદ્ગુરુ સ્વરૂપ સદા૦

ગંગાનાં નીર વધે ઘટે રે લોલ,
સરખો એ પ્રેમનો પ્રવાહ જો—સદ્ગુરુ સ્વરૂપ સદા૦ ૫

ઘડી એક વરસે વ્યોમ વાદળી રે લોલ,
મારા મહાપ્રભુના મેઘ બારે માસ જો—સદ્ગુરુ સ્વરૂપ૦
ચઢતી ચંદાની દિસે ચાંદની રે લોલ,
આથમે ન, એના ઉજાસ જો—સદ્ગુરુ સ્વરૂપ સદા૦ ૬

'વાની મારી કોયલ' પરે રે લોલ,
ઓચિંતો જ્ઞાન અવતાર જો—સદ્ગુરુ સ્વરૂપ સદા૦
સમ્યક્ રત્નત્રય સાધતાં રે લોલ,
સહજ સ્વભાવે બેડા પાર જો—સદ્ગુરુ સ્વરૂપ સદા૦ ૭

---

પદ ૩

મને મળિયા શ્રી સદ્ગુરુ રાયારે,
મારી સફળ થઈ ગઈ કાયા—ટેક.

કાયા સફળ થઇ માયા મટી ગઈ,
કલિમલ સર્વ કપાયા;
કામ, ક્રોધ, લોભ, મદ, મત્સર આદિ રિપુ,
નાઠા થઈને રઘવાયારે.—મારી૦

પાપ પળાયાં ને દુઃખ દળાયાં,
અંતરાય સર્વે અદપાયા;
અંતરનો અંધકાર મટીને મહીં,
જ્ઞાન દીપક પ્રગટાયારે—મારી૦

આશા ને તૃષ્ણા વિધ વધ વાસના,
શોક સંતાપ સમાયા;
જમડાનો દાવ જડમૂળથી જઈને;
મારા જન્મ મરણ અટપાયારે—મારી૦

દોષો મારા, મારી દૃષ્ટિએ દેખાયા,
ને જોત જોતામાં પળાયા;
ગુણસાગર ગુરૂ ઘટમાં બિરાજે,
સૂત્ર સિદ્ધાંતે ગવાયારે—મારી૦

**શ્રીમદ્ ગુરુવર** વદન મનોહર,
દિવ્ય સ્વરૂપે દેખાયા;
કૃત્યકૃત્ય ને ધન્ય ધન્ય થયો હું,
નિરખી શ્રી દેવમાના જાયારે—મારી૦

સંતોષ, સુખ, સંપત્તિ, સૌભાગ્ય સહ,
શાંતિનાં થાણાં થપાયાં;
કર ગ્રહીને વ્હાલે આપ્યું અભય વર,
કીધી કૃપા છત્ર છાયા રે—મારી૦

ભક્ત-વત્સલ નિજ ભક્તની ભક્તિથી,
પ્રેમના પંથે પળાયા;
સર્વ-આકાશ-વાસી, હૃદય-આકાશે પધાર્યા,
તો કોઈથી ન જાયે કળાયારે-મારી૦

એવા **શ્રીમદ્ સદ્ગુરૂપદ**-સેવા વિના,
માયાના પુરમાં તણાયા;
સમ્યક્ રત્નત્રય **સુગુરૂ** ભજન વિના,
જમડાના હાથે હણાયા રે—મારી૦

## પદ ૪

અમને અંત સમય ઉપકારી વ્હેલા આવજો રે—
શ્રીમદ્ સદ્ગુરૂ નામ તમારૂં, પ્રાણ જતાં પણ ન કરૂં ન્યારૂં,
મનહર મંગળ મૂર્તિ મને બતાવજો રે—અમને૦
વિકટ સમય સાચવજો વ્હાલા, કહું કોટિ કરી કાલાવાલા;
આવી દીનદયાળ દયા દરશાવજો રે—અમને૦
વસમી અંત સમયની વેળા, વ્હારે ધાજો વ્હાલા વ્હેલા;
પ્રાણતપાળનું પહેલાં પણ પરખાવજો રે—અમને૦
મરકટ જેવું મન અમારૂં, તત્ત્વતઃ તોડે તાન તમારૂં;
અંતરનું અંધારૂં સઘ શમાવજો રે—અમને૦
દેજો દર્શન જનમન હારી, પરમ કૃપાળુ બિરૂદ વિચારી;
રત્નત્રય બલિહારી બાપ બચાવજો રે—અમને૦

---

## પદ ૫

આપ સ્વભાવમેં રે, અવધુ સદા મગનમેં રહેના;
જગત જીવ હે કર્માધીના, અચરિજ કછુઅ ન લીના. આપ૦
તુમ નહિ કેરા, કોઈ નહિ તેરા, કયા કરે મેરા મેરા ?
તેરા હે સો તેરી પાસે, અવર સબે અનેરા. આપ૦
વપુ વિનાશી તું અવિનાશી, અબહે ઈનકો વિલાસી;
વપુ સંગ જબ દૂર નિકાસી, તબ તુમ શિવકા વાસી. આપ૦
રાગ ને રીસા દોય ખવીસા,[1] એ તુમ દુઃખકા દીસા;
જબ તુમ ઉનકું દૂર કરીસા, તબ તુમ જગકા ઇસા. આપ૦

---

૧ રાક્ષસ.

પરકી આશા સદા નિરાશા, એ હે જગજન પાસા;
તે કાટનકું કરો અભ્યાસા, લહો સદા સુખવાસા. આપ૦
કબહીક કાજી, કબહીક પાજી, કબહીક હુવા અપભ્રાજી;
કબહીક જગમેં કીર્તિ ગાજી, સબ પુદ્ગળકી બાજી. આપ૦
શુદ્ધ ઉપયોગને સમતા ધારી, જ્ઞાન ધ્યાન મનોહારી;
કર્મ કલંકકું દૂર નિવારી, જીવ વરે શિવનારી,
આપ સ્વભાવમેં રે૦

---

પદ ૬.

ધનાશ્રી.

પરમગુરૂ જૈન કહો ક્યું હોવે, પરમગુરૂજૈન કહો ક્યું હોવે;
ગુરૂઉપદેશ વિના જન મૂઢા, દર્શન જૈન વગોવે. પરમ૦
કહત કૃપાનિધિ સમજલ ઝીલે, કર્મ મેલ જો ધોવે,
બહુત પાપ મલ અંગ ન ધારે, શુદ્ધરૂપ નિજ જોવે. પરમ૦
સ્યાદ્વાદ પૂરણ જો જાને, નય ગર્ભિત જશ વાચા,
ગુણપર્યાય દ્રવ્ય જો બૂઝે, સોઇ જૈન હૈ સાચા. પરમ૦
ક્રિયામૂઢમતિ જો અજ્ઞાની, ચાલત ચાલ અપૂઠી,
જૈન દશા ઉનમેં નાંહિ, કહે સો સબહી જૂઠી. પરમ૦
પર પરિણતિ અપની કરી માને, કિરિયા ગર્વે ઘેલો;
ઉનકું જૈન કહો ક્યું કહીએ, સો મુરખમેં પહેલો. પરમ૦
જ્ઞાનભાવ જ્ઞાન સબ માંહિ, શિવસાધન સદ્દહીએ,
નામ ભેખસેં કામ ન સીઝે, ભાવ ઉદાસેં રહીએ. પરમ૦

જ્ઞાન સકળ નય સાધન સાધો, ક્રિયા જ્ઞાનકી દાસી,
ક્રિયા કરતું હે ધરત હે મમતા, યાહિ ગલેમેં ફાંસી. પરમ૦
ક્રિયા બીના જ્ઞાન નહિં કબહું, ક્રિયા જ્ઞાન બિનું નાંહિ,
ક્રિયા જ્ઞાન દોઉ મિલત રહત હે, જ્યું જલરસ જલમાંહિ. પરમ૦
ક્રિયા મગનતા બાહિર દિસે, જ્ઞાન શક્તિ જસ ભાંજે,
સદ્દગુરૂ શીખ સુણે નહિ કબહુ, સો જન જનતેં લાજે. પરમ૦
તત્ત્વબુદ્ધિ જિનકી પરિણુતિ હે, સકલ સૂત્રકી કુંચી,
જગ જસવાદ વદે ઉનહી કો, જૈન દશા જશ ઉંચી.
પરમગુરૂ જૈન કહો ક્યું હોવે,

---

૭

અબ હમ અમર ભયે ન મરેંગે, અબ૦
યા કારણુ મિથ્યાત દીયો તજ, ક્યું કર દેહ ધરેંગે? અબ૦ ૧
રાગ દોષ જગ બંધ કરત હે, ઇનકો નાશ કરેંગે;
મર્યો અનંતકાલ તેં પ્રાની, સો હમ કાલ હરેંગે. અબ૦ ૨
દેહ વિનાશી હું અવિનાશી, અપની ગતિ પકરેંગે;
નાશી જાશી હમ થિર વાસી, ચોખે વ્હેં નિખરેંગે. અબ૦ ૩
મર્યો અનંતવાર બિન સમજ્યો, અબ સુખદુઃખ વિસરેંગે;
આનંદઘન નિપટ નિકટ અક્ષર દો, નહિ સમરે સો મરેંગે. અબ૦ ૪

---

પદ ૮

આશાવરી.

રામ કહો રહેમાન કહો, કોઉ કાન કહો મહાદેવરી,
પારસનાથ કહો કોઉ બ્રહ્મા, સકળ બ્રહ્મ સ્વયમેવરી. રામ૦

ભાજન ભેદ કહાવત નાના, એક મૃત્તિકા રૂપરી,
તૈસે ખંડ કલ્પનારોપિત, આપ અખંડ સ્વરૂપરી. રામ૦
નિજ પદ રમે રામ સો કહીએ, રહિમ કરે રહેમાનરી,
કરસે[1] કરમ કાન સો કહીએ, મહાદેવ નિર્વાણરી. રામ૦
પરસે રૂપ પારસસો કહીએ, બ્રહ્મ ચિન્હે સો બ્રહ્મરી,
ઇહ વિધ સાધો આપ આનંદઘન, ચેતનમય નિઃકર્મરી.
રામ કહો રહેમાન કહો૦

પદ ૯.

નાથ હું જેવો તેવો પણ તારો, મને રંકને પાર ઉતારો;
નાથ હું જેવો તેવો પણ તારો.
જોગ ધ્યાનને જપ તપ તીરથ, નાથ નથીરે નિપજતાં,
મનડું પાપી મારે કુદકા, ભગવત તુજને ભજતાં. નાથ૦
મધ્ય દરિએ જીવ મચ્છ મુંઝાણો, તૃષ્ણાને નથી તજતો,
સામે ભાળે કાળ ખડો પણ, નફ્ફટ કાંઇ નથી સજતો. નાથ૦
અંતરની દુગ્ધાને વારે, તન મન વ્યાધિ ટાળે,
દેવ દયાનિધિ, નવીન પાપીને, આપ વિના કોણ તારે.
નાથ હું જેવો તેવો પણ તારો.

૧૦

વાસના ક્યાં લગી રહીશ તું વળગી, કૃપા કરી થાને તું તો
હવે અળગી. વાસના ક્યાં લગી૦ ૧

૧ કૃશ કરે, ક્ષય કરે.

સ્વરૂપની ભ્રાંતિ કરી ભમાવે ઉંચ નીચ યોનિમાં જન્મ ધરાવે.
ઝાડ પહાડ થઇ ઘણો કાળ ગમાવે. વાસના કયાં લગી૦ ૨
ત્હારે જોગે મલિન થયું મન મારૂં રહે વશમાં નહિ અદ્યાપિ યારૂં;
શ્રવણ કરી મનન કરે જે સારૂં. વાસના કયાં લગી૦ ૩
મોટા મોટા યોદ્ધા જીત્યા તેં રણમાં, શૂરા પુરા ડહાપણ ગુણ લક્ષણમાં,
તેને તેં તો ક્ષોભ પમાડયા ક્ષણમાં. વાસના કયાં લગી૦ ૪
ઉપમા આપું તુજને આવી જરૂર છે જીવતી ડાકણ જેવી;
પ્રાણીનાં કાળજાં કાપે એવી. વાસના કયાં લગી૦ ૫
પલકમાં બ્રહ્મસદન જઇ બેસે, પલકમાં પાતાળમાં જઇ પેસે,
વ્યાપી રહી દેહમાં સૂક્ષ્મ વેશે. વાસના કયાં લગી૦ ૬
શ્રીમદ્ સદ્‌ગુરૂ રહું કર જોડી છબીલી ખ્યાલ હમારો છોડી;
કહે એમ આનંદ ઘન રણછોડ. વાસના કયાં લગી૦ ૭

## પદ ૬૧

રાગ કેદારો

ગુણ અનંત અપાર, પ્રભુ તોરા ગુણ અનંત અપાર;
સહસ રચના કરત સુરગુરૂ, તોહી ન પાવે પાર. પ્રભુ૦ ૧
કૌન અંબર ગિનૈ તારા, મેરૂ ગિરિકો ભાર;
ચરમસાગર લહરિ માલા, કરત કૌન વિચાર. પ્રભુ૦ ૨
ભક્તિગુણ લવલેશ ભાખૈ, સુવિધિ જન સુખકાર;
સમય સુંદર કહત હમકું, શ્વાસ તુમ આધાર. પ્રભુ૦ ૩

## પદ ૧૨

મેરા ઈતનો ચાહિયે, નિત દરસણ પાવું;
ચરણ કમળ સેવા કરૂં, ચરણે ચિત્ત લાવું. મેરા૦ ૧
શિવ મંદિર કે મહેલમેં, પ્રભુ પાસ બસાઉં;
નિપટ નજીકે હોય રહુ, મેરા જીવ રમાઉં. મેરા૦ ૨
પ્રભુજી અંતરજામી એક તું, આંતરીક ગુણ ગાઉં;
આનંદ કે પ્રભુ પાસજી, મેં તો અવર ન ધ્યાઉં. મેરા૦ ૩

---

## પદ ૧૩

રાગ પ્રભાત.

પરિણુતિ સબ જીવનકી, તીન ભાત બરની;
એક પુન્ય એક પાપ, એક રાગ હરની. પરિણુતી૦
તામે શુભ અશુભ બંધ, દોય કરે કર્મ બંધ;
વીતરાગ પરિણુતિ હય, ભવ સમુદ્ર તરણી. પરિણુતી૦
યાવત શુદ્ધોપયોગ, પાવત નહિ મનોયોગ;
તાવત હિ કર્ણુ યોગ, કહી પુન્ય કરણી. પરિણુતી૦
ત્યાગ શુભ ક્રિયા કલાપ, કરો મતી કદાચી પાપ;
શુભમેં ના મગ્ન હોય, શુદ્ધતા બિસરની પરિણુતી૦
ઉંચ ઉંચ દશા ધાર, ચિત્ત પ્રસાદકું વિદાર;
ઉંચલી દશાસેં, મત ગિરો ધરણી. પરિણુતી૦
ભાગચંદ્ર યા પ્રકાર, જીવ લહે સુખ અપાર;
યાકે નિરધાર સ્યાદ્વાદકી ઉચ્ચરની. પરિણુતી૦

---

## પદ ૧૪

જીવનકી પરિનામકી કો યહ,
   અતિ વિચિત્રતા દેખ હુ જ્ઞાની—ટેક
નિત્ય નિગોદમાંહી તેં કહી કર,
   નર પરજાય પાય સુખદાની;
સમક્તિ લહી અંતર્મુહૂર્તમેં,
   કેવલ પાય વરે શિવરાણી. જીવનકી૦ ૧

મુનિ એકાદશ ગુણસ્થાનક ચઢી,
   ગિરત તહાં તે ચિતભ્રમ ઠાની;
ભ્રમત અર્ધપુદ્ગલ પરાવર્તન,
   કિંચિત્ ઉનકાળ પરમાણી. જીવનકી૦ ૨

નિજ પરિનામકી સંભાલમેં,
   તાતે ગાફીલ મત વ્હૈ પાની;
બંધ મોક્ષ પરિનામ નિહિસો,
   કહત સદા શ્રી જિનવર બાની. જીવનકી૦ ૩

સકળ ઉપાધિ નિમિત્ત ભાવની સોં,
   ભિનશું નિજ પરિણુતી શું છાની;
તાહી જાની રૂચી ઠાની હો દુરથી,
   ભાગચંદ્ર યહ શિખ સયાની. જીવનકી૦ ૪

---

## પદ ૧૫

ઠુમરી

સંત નિરંતર ચિંતત ઐસે, આતમરૂપ અબાધિત જ્ઞાની; ટેક
રાગાદિક તો દેહાશ્રિત હૈ, ઇનતેં હોત ન મેરી હાની;
દહન દહત જ્યોં દહત ન તદ્ગત, ગગન દહત તાકી વિધિઠાની. ૧
વરણાદિક વિકાર પુદ્ગલ કે, ઇનમેં નહિ ચેતન નિશાની;
યદ્યપિ એક ક્ષેત્ર અવગાહિ, તદ્યપિ લક્ષણ ભિન્ન પિછાની. ૨
મૈં સર્વાંગ પુર્ણ જ્ઞાયક રસ, લવણ ખિલવત્ લીલા ઠાની;
મિલૌ નિરાકુલ સ્વાદ ન યાવત્, તાવત્ પર પરિણતિ હિતમાની. ૩
ભાગચંદ નિરદ્વંદ નિરામય, મુરતિ નિશ્ચય સિદ્ધ સમાની;
નિત્ય અકલંક અવંક શંકાવન, નિર્મળ પંક વિના જિમ પાની. ૪

---

## ૧૬

## વીર હાક.

વારસ અહો! મહાવીરના શૂરવીરતા રેલાવજો,
કાયર બનો ના કોઈ દી કષ્ટો સદા કંપાવજો;
રે! સિંહનાં સંતાનને શિયાળ શું કરનાર છે?
મરણાંત સંકટમાં ટકે, તે ટેકના ધરનાર છે. ૧
કાયા તણી દરકાર શી? જો શત્રુવટ સમઝાય તો,
કુળવંત કુળવટ ના તજે, શું સિંહ તરણાં ખાય જો?
સર્વજ્ઞની સમજણ ગ્રહે તે મરણને શાને ગણે?
ક્ષત્રીય જો વીર-હાક સુણે તો ચઢે ઝટ તે રણે. ૨

ખંધક મુનિના શિષ્ય સૌ ઘાણી વિષે પીલાઈને,
સંકટ સહી સર્વોપરિ પામ્યા પરમ પદ ભાઈ તે;
નિજ અમર આત્માને સ્મરીને અમરતા વરતા ઘણા,
એ મોક્ષગામી સત્પુરૂષના ચરણમાં હો વંદના! ૩

સંગ્રામ આ શૂરવીરનો આવ્યો અપૂર્વ દીપાવજો,
કરતા ન પાછી પાની ત્યાં ગુરુરાજ પડખે ભાવજો;
સમતા, સહનશીલતા, ક્ષમા, ધીરજ, સમાધિ–મરણમાં,
મિત્રો સમાન સહાય કરશે, મન ધરો પ્રભુ ચરણમાં. ૪

કેવળ અસંગ દશા વરો પ્રતિબંધ સર્વે ટાળજો,
સ્વચ્છંદ છોડી શુદ્ધ ભાવે સર્વમાં પ્રભુ ભાળજો;
દુશ્મન પ્રમાદ હણી હવે જાગૃત રહો જાગૃત રહો!
સદ્‌ગુરૂ–શરણે હૃદય રાખી, અભય આનંદિત હો? ૫

---

## પદ ૧૭

## ભક્તિ વિષે.

ચોપાઈ.

ભક્તિયોગ અબ સુનહુ સયાના, બુદ્ધિપ્રવીણ[1] જ્યું કરોં બખાના;
ભક્તિ કરનકા યહ આરંભા, મહલ ઉઠઇ જો થિર વ્હે થંભા. ૧
પ્રથમહી પકરે દ્રઢ વૈરાગા, ગ્રહ હિશ્વાસ કરે સબ ત્યાગા;
જિતેંદ્રિય અરૂ હૃદૈ ઉદાસી, અથવા ગૃહ અથવા વનવાસી. ૨
માયા મોહ કરે નહિ કાહૂ, રહે સબનસોં બેપરવાહૂ;
કનક કામની છાંડે સંગા, આશાતૃષ્ણા કરે ન અંગા. ૩

---

૧ સુજ્ઞ.

શીલ, સંતોષ ક્ષમા ઉર ધારૈ, ધીરજ સહન દયા પ્રતિપારૈ;
દીન ગરીબી રાખૈ પાસા, દેખૈ નિર્પખભય, તમાસા. ૪
માન મહાતમ કછુ ન ચાહૈ, એકૈ દશા સદા નિરવાહૈ;
રાવ[૧] રંકકી શંક ન આનૈ, કીરી[૨] કુંજર સમ કરિ જાનૈ ૫
આત્મદષ્ટિ સકલ સંસારા, સંતનકો રાખૈ અધિકારા;
વૈરભાવ કાહૂ નહીં કરઇ, સદ્‌ગુરૂ શબ્દ હ્રદયમેં ધરઇ. ૬
સાર ગ્રહૈ કુકશ સબ નાખૈ, રમવા રામ ઇષ્ટ શિર રાખૈ;
આન[૩] દેવકી કરૈ ન સેવા, પૂજૈ એક નિરંજન દેવા. ૭
મનમાંહે સબસોં જશ થાપૈ, બાહિરકે બંધન સબ કાપૈ;
શૂન સમુંદર અધિક અનૂપા, તામહિ મૂરતિ જ્યોતિ સરૂપા. ૮
સહજ સુખાસન બૈઠે સ્વામિ, આગે સેવક કરૈ ગુલામી;
સહજ મન-ઉદક સ્નાન કરાવૈ, પરમ પ્રીતિકે પુષ્પ ચઢાવૈ. ૯
ચિત્તચંદન લૈ ચરચૈ અંગા, ધ્યાનધૂપ ખેવૈ તા સંગા;
ભોજન ભાવ ધરૈ લે આગૈ, મનસા વાચા કુછ ન માગૈ, ૧૦
જ્ઞાનદીપ આરતી ઉતારૈ, ઘંટા અનહદ શબ્દ વિચારૈ;
તનમન સકલ સમર્પણ કરઈ, દીન હોઈ પુનિ પાયન[૪] પરઇ. ૧૧
મગન હોઇ નાચૈ અરૂ ગાવૈ, ગદગદ રોમાંચિત હોઇ આવૈ;
સેવકભાવ કદી નહીં છોરૈ, દિન દિન પ્રીતિ અધિકી જોરૈ.[૫] ૧૨
જ્યું પતિવ્રતા રહૈ પતિપાસા, ઐસં સ્વામિકે ઢિગ દાસા;
કાહૂ દશા ભૂલી જો જાઇ, તો પતિવ્રતા જુ કહિયે નાઇ. ૧૩
નૈકુન[૬] પાવ આન દિશ ધારૈ, જો પતિ કહૈ સો આજ્ઞા પારૈ;
સદા અખંડિત સેવા લાવૈ, સોઇ ભક્તિ અનન્ય કહાવૈ. ૧૪

---

૧ રાજા. ૨ કીડી. ૩ અન્ય. ૪ પગે પડે. ૫ જોડે. ૬ અન્ય દિશામાં એક પણ પગ ના ધરે.

દોહો.

યહસો ભક્તિ આલિંગિની, વિરલા જાણે ભેવ;
ભાગ હોઇ સો તો પાઇયે, સમઝાવે ગુરૂ દેવ. ૧૫

---

## પદ ૧૮
## સ્તુતિ અષ્ટક.

અહો હરિદેવ, ન જાનત સેવ,
અહો હરિરાય, પરોં તુમ પાય;
સુણો યહગાથ, ગહો મમ હાથ,
અનાથ અનાથ, અનાથ અનાથ. ૧

અહો પ્રભુ નિત્ય, અહો પ્રભુ સત્ય,
અહો અવિનાશી, અહો અવિગત્ય;
અહો પ્રભુ ભિન્ન, દિસેજુ પ્રકૃત્ય,
નિહત્ય, નિહત્ય, નિહત્ય, નિહત્ય. ૨

અહો પ્રભુ પાવન નામ તુમાર,
ભજે તિનકા સબ જાય વિકાર;
કરી તુમ સંતનકી જુ સહાય,
અહો હરિ હો હરિ હો હરિરાય. ૨

અહો પ્રભુ હો સર્વજ્ઞ સયાન,
દિયો તુમ ગર્ભહિ તેં પયપાન;
સો ત્યોં અબ ક્યોં ન કરો પ્રતિપાલ,
અહો હરિ હો હરિ હો હરિલાલ. ૪

ભજૈ પ્રભુ બ્રહ્મ પુરંદ્ર મહેશ,
　　ભજૈ સનકાદિક નારદ શેષ;
ભજૈ પુનિ ઓર અનેકહિ સાધ,
　　અગાધ, અગાધ, અગાધ, અગાધ. ૫

અહો સુખધામ કહૈ ગુનિ નામ,
　　અહો સુખ દૈન કહૈ મુનિ બૈન;
અહો સુખરૂપ કહૈ મુનિરૂપ,
　　અરૂપ, અરૂપ, અરૂપ, અરૂપ. ૬

અહો જુગ આદિ, અહો જુગ અંત,
　　અહો જુગ મધ્ય કહૈ સબ સંત;
અહો જુગ જીવન હો જુગ જંત,
　　અનંત, અનંત, અનંત, અનંત. ૭

અહો પ્રભુ બોલિ શકે કહે કૌન,
　　ગહીસિધ સાધકહીં મુખ મૌન;
ગિરા મન બુદ્ધિ ન હોઈ વિચાર,
　　અપાર, અપાર, અપાર, અપાર. ૮

સુંદર વિલાસ.

---

## ૧૯

## પ્રભુ પ્રાર્થના.

વિરાજતા અતિ ગુપ્ત અંતર સ્વાનુભવ ગુફામહીં,
સુશોભતા અલ્હાદકારી શાંતિભરી મુદ્રા સહી;

આશ્રય શરણુ ને પ્રેમનિશ્ચય ભક્તિભર ઉરભાવથી,
પ્રણમું સદા ગુરૂ રાજ તે ત્રિકાલ ને ત્રિયોગથી. ૧
વિરક્ત પરથી સ્ફટિકમણિશી શુદ્ધ નિર્મળ ઝલકતી,
ચેતનમયી ચિત્શક્તિથી સચરાચરે નિત ચલકતી;
ચિન્મૂર્તિ મનહર સૌમ્ય તુજ પ્રભુજી મને અતિ પ્રિય છે,
તુજ આત્મમૂર્તિનીજ દર્શનભાવના ઉર તીવ્ર છે. ૨
દુર્લભ અતિ દર્શન છતાં પણ કો પ્રબલ પુણ્યોદયે,
દૂરેથી પણ મુખારવિંદ પ્રતિબિંબ અંતરમાં થયે;
આપે તરત દિલ શાંતિ ને જાણેજ તે જોયા કરૂં,
એકતાર થઇ તલ્લીન થાવા તેહમાં ઇચ્છા ધરૂં. ૩
સત્સંગ રંગ અભંગ તે અંગહર ચંગ પ્રસંગ જે,
તેથી સતત સાનિધ્યતા તુજની ચહું કે સંપજે;
તાત્વિક તુજ સદ્બોધ શ્રવણ ચરણસેવા યોગને,
પરરમણ વૃત્તિ વિરમી નિજભાવ રમણે તે રમે. ૪
કુલમાળશી આજ્ઞા ધરૂં શિર તોજ મારૂં શ્રેય છે,
પ્રવર્તવા એમજ ચહું દિલભાવના પણ એજ છે;
પણ કર્મની પ્રકૃતિવશ આ મુગ્ધ એવા જીવની,
ના વર્તવાની શક્તિ તેથી ખિન્નતા મન ખેદની. ૫
ગુરૂરાજ હે! યથાર્થ રીતે સંત વચને ઓળખી,
તુજ શુદ્ધ ચેતન સ્વરૂપ શ્રદ્ધા પૂર્ણ દ્રઢ અંતર લખી;
આજ્ઞા કરો તેમજ સદા કરવા કરૂં પુરૂષાર્થને,
તો કો સમે પ્રસન્ન થઇ આપો નિકટ નિવાસને. ૬
અંજન કરી આંજી અનેરૂં આત્મરસ આસ્વાદમાં,
તલ્લીન કરી મુજને કરો પ્રભુ આપ સદ્દશ અંતમાં;

પણ રાખતાં હૃદયેશ હે ! તુજ પાસ ક્યાં કર્મો નડે?
કે સૌખ્યકર તુજ સંગથી દુર આમ નિત રે'વું પડે? ૭
બળતો વિયોગે આત્મ કો તો પ્રગટ પ્રભુ પાસે જઈ,
તેને દિલાસો આપવા શું ફરજ ના તુજની કંઇ?
અદૃશ્ય થઈ શું જાવ છો, થઈ શ્રેષ્ઠ નર સૌ વિશ્વથી,
શું ગુપ્ત રે'વું આપને વિભુ વધુ ગમે દીન ભક્તથી? ૮
ના ના નહીં કદી કાંઇ એવું આપને હોયે જરી,
પણ શું કરો આવી ન જ્યાં મુજપાત્રતા સહુજે ખરી;
સૌ અંતરાયો નષ્ટ ત્યારે પૂર્ણ મન વચ કાયથી,
નિશ્ચય લઈશ નિત લાભ હું તુજ સેવનો અતિ પ્રેમથી. ૯
સમ્યક્પણે પિછાણથી સદ્જ્ઞાન નેત્રો ખૂલતાં;
મોહાંધતાના વિકલ્પ તે ક્ષણમાં સમાઈ સૌ જતા,
વિશ્વેશ્વરા વિશ્વાસ વિમળ ઓર કાંઈ તુજ પ્રતિ,
કે નષ્ટ ના તે કોઇપણ પ્રાણાંતના પ્રસંગથી. ૧૦
શ્રદ્ધા અટલ તેવી જરૂર કોઈ સમે પ્રગટાવશે,
સમ્યક્ શિવદ ચારિત્ર જ્યાં શુદ્ધાત્મ અનુભવ વિલસે;
વિણ વિઘ્ન વિમળ આત્મમાં મુજ રમણતા સ્થિરતા બને,
કૃતાર્થ મુજ હે રાજ ! ગણું આ જન્મ પામી આપને. ૧૧
જાણે ન હોયે આપ એકજ દિવ્યમૂર્તિ મુજપરે !
ઉપકાર કરતી એમ માનું નિશ્ચયે ચિતમાં ખરે;
અપમાન નિંદા કે ગમે તે જગતજન બોલે કરે,
સૌ વિઘ્ન તુજ પથ પ્રવાસે તો, સહીશ, પરવા શી અરે? ૧૨
પરવા રહી મુજ અંતરે કરવા તને રાજી સદા,
તારી કૃપા પ્રભુ એજ મારી એક સાચી સંપદા;

ભવ દુખથી કે વિઘ્નથી કે કર્મથી કદી ના ડરૂં,
એ શક્તિ આપો આત્મ જ્યોતિ પ્રગટ કરી તુજમાં ઠરૂં. ૧૩
વિભાવ વાદળ વિલયથી સહજાત્મસૂર્ય પ્રકાશ જ્યાં,
શુદ્ધાત્મની શાંતિમયી દૈવીપ્રભા ઉદ્યોત જ્યાં;
સરલાત્મભાવે પ્રભુ તને આરાધતાં ફળ એ લહું,
મુક્તિરૂપી શ્રીકાંત વિભુ તુજ ચરણવર શરણું ગ્રહું. ૧૪
નિજ જ્ઞાન અનુભવ શક્તિપ્રબળે દેવ છો ત્રણલોકમાં,
મુજ રાજ વ્હાલા ઈષ્ટ સદ્‌ગુરૂ સ્થાપી દિલમંદિરમાં;
દૃષ્ટિ સમીપ ધ્યાવી તને ચિતાર ચિત્તનો ચિતર્યો,
તુજ સ્વરૂપ લીન દીનદાસ તે ભવ ઉતરે ભક્તિ ભર્યો. ૧૫

---

૨૦

સદ્‌ગુરૂ શ્રોત્રીય બ્રહ્મનિષ્ઠ પદ સેવાથી શુદ્ધ જ્ઞાન થશે;
અવર ઉપાસન કોટિ કરો પણ શ્રીહરિથી નહિ હેત થશે; ૧
સાધન કંઈક કંઈક કરી થાકયા પણ ભવનો નહિ અંત લહ્યા;
તત્ત્વજ્ઞાની ગુરૂ જેને મલિયા ભવબંધનથી મુક્ત થયો. ૨
પુરાણ રચતાં વ્યાસ મુનિને મુનિ નારદ મલિયા જ્યારે;
અભય કરી અમૃત સુખ આપ્યું નિજપદ જ્ઞાન થયું ત્યારે. ૩
સમ દમ સાધન સહિત જનક નૃપને ગુરૂ અષ્ટાવક્ર મલ્યા;
આત્મજ્ઞાનનો ઉદય જ થાતાં, જીવ બ્રહ્મના ભેદ ટળ્યા. ૪
ભૂપ પરિક્ષીત ત્રિવિધ તાપથી, તપતો કોઈ થકી ન તર્યો;
સત્યજ્ઞાન આપી શુકદેવે, સાત દિવસમાં મુક્ત કર્યો. ૫
સતી પાર્વતી પામ્યાં રૂડું જ્ઞાન પ્રતાપ શ્રી શંકરથી;
રામાયણ અધ્યાત્મ તણો ઉપદેશ કર્યો પ્રભુએ મુખથી. ૬

ઓધવ ને અર્જુન જેવા અધિકારી પણ ગુરૂ શરણુ ગયા;
કૃપાવંત શ્રી કૃષ્ણુ પ્રભુએ બ્રહ્મજ્ઞાન દઇ શાંત કર્યા; ૭
શાંતિથી સંતાપ વિરામ્યા, વિષય વાસના દૂર થઈ;
અચ્યુતના અદ્વૈત પ્રસાદે, વૃત્તિ બ્રહ્માકાર થઇ. ૮
રઘુકુળદીપક રામચંદ્ર ગુરૂ, વસિષ્ઠને શરણે જાતાં;
મુક્ત થયા સંશય સર્વેથી, જ્ઞાનતણી ગંગે ન્હાતાં. ૮
અખંડ બ્રહ્માનંદ તણો, અનહદ ઉપદેશ સફળ કીધો;
જેનો જગજાહેર દાખલો, યોગવસિષ્ઠ વિષે લીધો. ૧૦
પમાડવા અવિનાશી પદ, સદ્ગુરૂવિણુ કોઇ સમર્થ નથી;
ભવનો લવ જો અંત ચહો તો, સેવો સદ્ગુરૂ તનમનથી. ૧૧

---

## ૨૧

તેં તો ઘટમાં ઘર કીધું વહાલમ વરણાગીઆરે—એ રાગ.

તું તો ન્યારો રહીને ખેલે છે નારાયણુારે, તું તો૦
તારી ઇચ્છા તેહજ માયા, તેમાં સઘળા ભેદ સમાયા;
તું નિર્ગુણુ, પણુ ગુણુ તુજમાં દિસે ઘણુારે. તું તો૦ ૧
પાણી પવનનો પિંડ બનાવે, તેમાં ચૈતન્ય તારૂં આવે;
તુજ ડહાપણુ જોવામાં કાંઈ નહીં મણુારે. તું તો૦ ૨
નટ જયમ પટને ઓથે રહે છે, સકળ પુતળાં નાચ કરે છે,
ત્યમ તારા કરમાં સર્વેના તાંતણુારે. તું તો૦ ૩
એચ કળે સહુ જગત હલાવે, ચમકદૃષ્ટિ જ્યમ લોહ ચળાવે;
ઇચ્છા જ્ઞાન ક્રિયાદિક ગુણુ તારા સોહામણુારે. તું તો૦ ૪

તું ખેલે છે બાજી તારી, જાણી ન શકે બુદ્ધિ મારી;
છોટમ તુજને જોતાં ભાગે ભરમણારે. તું તો૦ ૫

---

પદ ૨૨

## પ્રભુ-ઉપકાર.

કૌન ઉતારે પાર—પ્રભુબિન કૌન ઉતારે પાર ?
ભવોદધિ અગમ અપાર; પ્રભુબિન કૌન ઉતારે પાર ?
કૃપા તિહારીતેં હમ પાયો, નામ મંત્ર આધાર. પ્રભુ૦
નિકો તુમ ઉપદેશ દિયો હે, સબ સારનકો સાર. પ્રભુ૦
હલકે વ્હૈ ચાલે સેં નિકસે, બૂડે જે શિરભાર. પ્રભુ૦
ઉપકારીકો નહિં વિસરીએ, યેહિ ધર્મ અધિકાર. પ્રભુ૦
ધર્મપાલ પ્રભુ, તું મેરે તારક, કર્યું ભૂલું ઉપકાર. પ્રભુ૦

---

૨૩

## સજ્જનીના શણગાર.

### વધાવો ૧ લો.

હાં રે સખી ઉગ્યો પૂનમનો ચંદ્રમા,
હાં રે રાજ પ્રભુ પ્રગટયા વિશ્વમાંય,
સત્ય આત્મહિત અર્પવાય,
અતિ આનંદ ઉરે ઉલ્લસાય રે—
હાં રે સખી ચાલો પ્રભુને વધાવવા. ૧

હાં રે સોળ શણગાર સજી લ્યો સાહેલડી,
હાં રે સમકિત તિલક પુરો ભાલમાંય,
સંયમ કાજળ આંજો નેણમાંય,

શ્રુત કુંડળ કાને પ્હેરાય રે—
હાં રે સખી ચાલો૦ ૨

હાં રે કેશ કરો સુવાસિત શીલથી,
હાં રે ભાલે દામણી શીલકેરી વાડ,
સેંથે ભરો ભક્તિની ભવ્ય આડ,
વિનય નથની સદા સુખદાય રે—
હાં રે સખી ચાલો૦ ૩

હાં રે કંઠે ધારો સુજ્ઞાનકેરા હારને,
હાં રે સાળુ સત્સંગ સજી લ્યો સાર,
વિદ્યા વિવેક કંકણ કર ધાર,
નીતિ કુમકુમના થાળ ભરાય રે—
હાં રે સખી ચાલો૦ ૪

હાં રે કેડે પ્હેરો કંદોરો પુરુષાર્થનો,
હાં રે સુસંપ ઘુઘરી રણકાવ.
શાંતિ સમતા નૂપુર ધરો પાવ,
દયા કુમકુમ પગલે દર્શાવ રે—
હાં રે સખી ચાલો૦ ૫

હાં રે સખી સદ્ગુણ શણગાર સોહામણા,
હાં રે તજો તનના શણગારની પ્રીત,
એ છે આત્મ પ્રાપ્તિની રૂડી રીત,
થાશે સદ્ગુરુ ઉપદેશની પ્રતીત રે—
હાં રે સખી ચાલો૦ ૬

હાં રે ગુણાલંકાર સજીને સાહેલડી,
હાં રે ભક્તિરાગે ઉરે ઉલ્લસાય,

શુભ સંવેગ રંગે રંગાય,
સહુ સાથે મળીને જાય રે-
હાં રે સખી ચાલો૦ ૭

---

## ૨૪

### વધાવો ૨ જો.

બીજે વધાવે રે સજની, ચૈતર સુદિ તેરશની રજની;
જન્મ્યા જિનવર જગ ઉપકારી, હું જાઉં તેહની બલિહારી
બીજે વધાવે રે સજની૦ ૧

છપ્પન દિશિકુમરી તિહાં આવે, પૂજી શુચિ જલશું ન્હવરાવે;
જીવો મહિધર લગેં જિનરાયા, અવિચલ રહેજો ત્રિશલાના જાયા.
બીજે૦ ૨

ગિરૂઆ પ્રભુનું વદન નિહાળી, ચાલી ચોંપે ચતુરા બાળી;
હરખ્યો સુરપતિ સોહમ સ્વામી, જાણી જન્મ્યા જગ વિશ્રામી.
બીજે૦ ૩

ઘોષા ઘંટા તવ વજડાવે, તત્ક્ષણ દેવ સહુ તિહાં આવે;
પ્રભુ ગ્રહી કંચનગિરિ પરઠાવે. સ્નાત્ર કરી જિનને ન્હવરાવે.
બીજે૦ ૪

એક ક્રોડ વળી ઉપર જાણો, સાઠ લાખ સંખ્યા પરમાણો;
સહુ કલશા શુચિ જલશું ભરિયા, તત્ક્ષણ સોહમ સંશય ધરિયા.
બીજે૦ ૫

ચિંતે લઘુવય છે પ્રભુ વીર, કેમ સહેશે જલધારા નીર;
વીરે તસ મન સંશય જાણી, કરવા ચિત્રિત અતિશય નાણી.
બીજે૦ ૬

મહાવીર નિજ અંગુઠે ચંપ્યો, તત્ક્ષણ મેરૂ થરહર કંપ્યો;
માનું નૃત્ય કરે છે રસિયો, પ્રભુપદ ફરસે થઇ ઉલ્લસિયો.
બીજે૦ ૭

જાણ્યું ઇન્દ્રે સહુ વિરતંત, બોલે કર જોડી, ભગવંત!
ગુન્હો સેવકનો એ સ્હેજો, મિથ્યા દુષ્કૃત એહનું હોજો.
બીજે૦ ૮

સ્નાત્ર કરી માતાને સમર્પે, ઠવી પહોંતા નંદીશ્વર દ્વીપે;
પૂરણ લ્હાવો રે લેવા, અટ્ઠાઇમહોત્સવ તિહાં કરેવા.
બીજે૦ ૯

પુત્ર વધાઈ નિસુણી રાજા, પંચ શબ્દ વજડાવે વાજાં;
નિજ પરિકર સંતોષી વારૂ, વર્ધમાન નામ ઠવે ઉદારૂ.
બીજે૦ ૧૦

અનુક્રમે જોબન વય જબ થાવે, નૃપતિ રાજપુત્રી પરણાવે;
ભોગવી પ્રભુ સંસારિક ભોગ, દીપ કહે મન પ્રગટ્યા જોગ.
બીજે૦ ૧૧

---

૨૫

હાંરે મારે સજની ટાણું આવ્યું છે ભવજળ તરવાનું,
મોંઘો મનુષ્યનો વારો, ભવજળ તરવાનો આરો,
ડાહ્યા દીલમાં વિચારો, સતસંગ કીજીએ. ૧

હાંરે મારે સજની આરે ચોઘડિયાં અમૃત લાભનાં,
વિજળી ઝબકારા જેવાં, મોતી પરોવી લેવાં;
ફરિ ફરિ નહિ મળે એવાં. સતસંગ કીજીયે. ૨

હાંરે મારે સજની સંત વચન ઉર ધારીએ,
ગાંઠ વાળી ના છૂટે, નિયમા નિશ્ચય ના ત્રૂટે,
સંસાર છોને શીર ફૂટે. સતસંગ કીજીએ. ૩

હાંરે મારે સજની દાન દયાની ઘડીઓ છેલ્લી છે,
દાન સુપાત્રે કરજો, ધ્યાન પ્રભુજીનું ધરજો,
કાને કથા સાંભળજો, સતસંગ કીજીએ ૪

હાંરે મારે સજની સંત સાધુની સેવા કીજીએ,
પાપ પૂર્વનાં બળવા, બ્રહ્મ સ્વરૂપમાં ભળવા,
શ્રીમદ્ સદ્ગુરૂને વરવા, સતસંગ કીજીએ. ૫

હાંરે મારે સજની શિરને સાટેરે સદ્ગુરૂ વ્હોરીએ,
પાછાં પગલાં નવ ભરીએ, મન કર્મ વચને હરિ વરીએ,
બ્રહ્માનંદ કહે ભવ તરીએ. સતસંગ કીજીએ. ૬

---

૨૬

પરકમ્મા કરીને લાગું પાય રે, સદ્ગુરૂજી મારા.
તમો મલ્યાથી મહાસુખ થાય રે, વિશ્વંભર વાલા.
ભટકી ભટકીને આવ્યો શરણે રે, સદ્ગુરુજી મારા.
રાખો તમારે ચરણે રે, વિશ્વંભર વાલા.
દીનબંધુ દીન પ્રતિપાલ રે, સદ્ગુરૂજી મારા.
હું છું અજ્ઞાની નાનું બાળ રે, વિશ્વંભર વાલા.
નજરો કરો તો લીલા નિરખું રે, સદ્ગુરૂજી મારા
હૃદય કમળમાં ઘણું હરખું રે, વિશ્વંભર વાલા.
માયાના બંધથી છોડાવો રે, સદ્ગુરૂજી મારા.
ભક્તિના ભેદ બતાવો રે વિશ્વંભર વાલા.
ત્રિવિધ તાપ શમાવો રે, સદ્ગુરૂજી મારા.

ભવસાગર પાર ઉતારો રે, વિશ્વંભર વાલા.
તૃષ્ણાના પૂરમાં તણાયો રે, સદ્‌ગુરૂજી મારા.
બુડતાં બાંય મારી ગ્રહો રે, વિશ્વંભર વાલા.
કામી ક્રોધી ને લોભી જાણી રે, સદ્‌ગુરૂજી મારા.
દાસ સર્વેને લેજો તારી રે, વિશ્વંભર વાલા.

---

૨૭

ચાલો રે સખી સદ્‌ગુરુ જોવાને જઈએ રે,
વ્હાલાજીને જોઇ જોઇ સુખીઆં થઈએ રે. ચાલો રે૦ ટેક
વ્હાલાજી (સદ્‌ગુરૂજી) તો બિરાજ્યા છે ફૂલવાડી રે,
જોઈ ( નિરખી ) મારી આંખલડી થાય ટાઢી રે. ચાલો રે૦
સદ્‌ગુરુજી ( મહાપ્રભુજી ) અરજ સુણો એક વાર રે,
મ્હારો છે મૂરખનો અવતાર રે. ચાલો રે૦
પત્થર કરતાં કઠણુ હૈયું છે મારૂં રે,
તેમાં પ્રભુ નામ (સ્વરૂપ) ન ભેદું તમારૂં રે. ચાલો રે૦
મારા તો મનની ગતિ અતિ વાંકી રે,
સદ્‌ગુરુજીએ પત્થર નાંખ્યા છે ટાંકી રે. ચાલો રે૦
ટાંકીને મારગ મુગતા કીધા રે,
સદ્‌ગુરુજીએ મંત્ર અનુપમ દીધા રે. ચાલો રે૦
આત્મજ્ઞાન વિના ઘર સૂનું રે,
સદ્‌ગુરુજીએ સગપણુ શોધી કાઢ્યું જુનું રે. ચાલો રે૦
હવે હું તો સદ્‌ગુરુ ચરણુ ઉપાસી રે,
હવે હું તો સદ્‌ગુરુ ચરણુની દાસી રે,
મારા ઉપર કૃપા કરો અવિનાશી રે,
ચાલો રે સખી સદ્‌ગુરુ જોવાને જઈએ રે.
વ્હાલાજીને જોઈ જોઈ સુખીયાં થઈએ રે. ચાલો રે૦

---

## ૨૫૩

### શ્રી યશોવિજયજીકૃત

# શ્રી સીમંધર સ્વામીની વિનતિરૂપ સવાસો ગાથાનું સ્તવન.

ઢાળ પહેલી.

એક દિન દાસી દોડતી—એ દેશી.

સ્વામિ સીમંધર વિનતિ, સાંભળો માહરી દેવરે;
તાહરી આણ હું શિર ધરું આદરું તાહરી સેવરે. સ્વા૦ ૧

કુગુરુની વાસના પાશમાં, હરિણપરે જે પડ્યા લોકરે;
તેહને શરણ તુજવિણ નહિં, ટળવળે બાપડા ફોકરે. સ્વા૦ ૨

જ્ઞાન દર્શન ચરણ ગુણ વિના, જે કરાવે કુલાચારરે;
લુંટીઆ તેણે જણ દેખતાં, કિહાં કરે લોક પોકારરે. સ્વા૦ ૩

જેહ નવિ તર્યા નિરગુણી, તારશે કેણી પેરે તેહરે;
એમ અજાણ્યા પડે ફંદમાં, પાપ બંધે રહ્યા જેહરે. સ્વા૦ ૪

કામકુંભાદિક અધિકનું, ધર્મનું કો નવિ મૂલરે;
દોકડે કુગુરુ તે દાખવે, શું થયું એહ જગ સૂલરે ? સ્વા૦ ૫

અર્થની દેશના જે દીએ, ઓલવે ધર્મના ગ્રંથરે;
પરમ પદનો પ્રગટ ચોરથી, તેહથી કેમ વહે પંથરે ? સ્વા૦ ૬

વિષયરસમાં ગૃહી માચિયા, નાચિયા કુગુરુ મદ પૂરરે;
ધુમધામે ધમાધમ ચલી, જ્ઞાન મારગ રહ્યો દૂરરે. સ્વા૦ ૭

કલહકારી કદાગ્રહ ભર્યા, થાપતા આપણા બોલરે,
જિનવચન અન્યથા દાખવે, આજ તો વાજતે ઢોલરે. સ્વા૦ ૮

કેઇ નિજ દોષને ગોપવા, રોપવા કેઇ મત કંદરે;
ધર્મની દેશના પાલટે, સત્ય ભાષે નહીં મંદરે. સ્વા૦ ૯
બહુ મુખે બોલ એમ સાંભળી, નવિ ધરે લોક વિશ્વાસરે;
ઢુંઢતા ધર્મને તે થયા, ભ્રમર જેમ કમલ નિવાસરે. સ્વા૦૧૦

ઢાળ બીજી

રાગ ગોડી—બાલીકા લંસારે વિષય ન રાચીએ—એ દેશી.

એમ ઢુંઢતાં રે ધર્મ સોહામણો, મિલિયો સદ્‌ગુરુ એક;
તેહને સાચોરે મારગ દાખવે, આણી હૃદય વિવેક.
શ્રી સીમંધર સાહિબ સાંભળો. ૧૧

પરઘરે જોતાંરે ધર્મ તુમે ફરો, નિજ ઘરે ન લહોરે ધર્મ;
જેમ નવિ જાણેરે મૃગ કસ્તુરીઓ, મૃગમદ પરિમલ મર્મ,
શ્રી સીમંધર૦ ૧૨

જેમ તે ભૂલોરે મૃગ દિશ દિશ ફરે, લેવા મૃગમદ ગંધ;
તેમ જગે ઢુંઢેરે બાહિર ધર્મને, મિથ્યાદષ્ટિરે અંધ.
શ્રી સીમંધર૦ ૧૩

જાતિ અંધનોરે દોષ ન આકરો, જે નવિ દેખેરે અર્થ;
મિથ્યાદષ્ટિરે તેહથી આકરો, માને અર્થ અનર્થ.
શ્રી સીમંધર૦ ૧૪

આપ પ્રશંસરે પરગુણ ઓળવે, ન ધરે ગુણનોરે લેશ;
તે જિન વાણીરે નવિ શ્રવણે સુણે, દિએ મિથ્યા ઉપદેશ.
શ્રી સીમંધર૦ ૧૫

જ્ઞાન પ્રકાશેરે મોહતિમિર હરે, જેહને સદ્ગુરુસૂર;
તે નિજ દેખેરે સત્તા ધર્મની, ચિદાનંદ ભરપૂર.
શ્રી શ્રીમંધર૦ ૧૬

જેમ નિર્મલતારે રત્નસ્ફટિક તણી, તેમ જ જીવ સ્વભાવ;
તે જિન વીરેરે ધર્મ પ્રકાશીઓ, પ્રબળ કષાય અભાવ.
શ્રી સીમંધર૦ ૧૭

જેમ તે રાતે રે ફૂલે રાતડું, શ્યામ ફૂલથીરે શ્યામ;
પાપ પુણ્યથીરે તેમ જગજીવને, રાગ દ્વેષ પરિણામ.
શ્રી સીમંધર૦ ૧૮

ધર્મ ન કહિએરે નિશ્ચે તેહને, જેહ વિભાગ વડવ્યાધિ;
પહેલે અંગેરે એણીપેરે ભાખિયું, કરમે હોએ ઉપાધિ.
શ્રી સીમંધર૦ ૧૯

જે જે અંશેરે નિરુપાધિપણું, તે તે જાણો રે ધર્મ;
સમ્યકદ્રષ્ટિરે ગુણઠાણાથકી, જાવ લહે શિવશર્મ.
શ્રી સીમંધર૦ ૨૦

એમ જાણીનેરે જ્ઞાનદશા ભજી, રહીએ આપ સ્વરુપ;
પર પરિણતિથીરે ધર્મ ન છાંડિએ, નવિ પડિએ ભવકૂપ.
શ્રી સીમંધર૦ ૨૧

ઢાળ ત્રીજી.

હવે રાણી પદ્માવતી. એ–દેશી.

જિહાં લગે આતમદ્રવ્યનું લક્ષણ નવિ જાણ્યું;
તહાં લગે ગુણઠાણું ભલું, કેમ આવે તાણ્યું. આ૦ ૨૨

આતમ અજ્ઞાને કરી, જે ભવદુઃખ લહીએ;
આતમ જ્ઞાને તે ટળે, એમ મન સદ્દહીએ. આ૦ ૨૩

જ્ઞાનદશા જે આકરી, તેહ ચરણ વિચારો;
નિર્વિકલ્પ ઉપયોગમાં, નહીં કર્મનો ચારો. આ૦ ૨૪

ભગવઈ અંગે ભાષીઓ, સામાયિક અર્થ;
સામાયિક પણ આતમા, ધરો સૂધો અર્થ. આ૦ ૨૫

લોકસાર અધ્યયનમાં, સમકિત મુનિ ભાવે,
મુનિ ભાવજ સમકિત કહ્યું, નિજ શુદ્ધ સ્વભાવે. આ૦ ૨૬

કષ્ટ કરો સંયમ ધરો, ગાળો નિજ દેહ;
જ્ઞાનદશા વિણ જીવને, નહીં દુઃખનો છેહ. આ૦ ૨૭

બાહિર યતના બાપડા, કરતાં દુહવાએ;
અંતર જતના જ્ઞાનની, નવિ તેણે થાએ. આ૦ ૨૮

રાગ દ્વેષ મલ ગાળવા, ઉપશમ જળ ઝીલો;
આતમ પરિણતિ આદરી, પરપરિણતિ પીલો. આ૦ ૨૯

હું એહનો એ માહરો, એ હું એણિ બુદ્ધિ;
ચેતન જડતા અનુભવે, ન વિમાસે શુદ્ધિ. આ૦ ૩૦

બાહિર દૃષ્ટિ દેખતાં, બાહિર મન ધાવે;
અંતરદૃષ્ટિ દેખતાં, અક્ષયપદ પાવે. આ૦ ૩૧

ચરણ હોયે લજ્જાદિકે, નવિ મનને ભંગે;
ત્રીજે અધ્યયને કહ્યું, એમ પહેલે અંગે. આ૦ ૩૨

અધ્યાત્મ વિણ જે ક્રિયા, તે તનુમલ તોલે;
મમકારાદિક યોગથી, એમ જ્ઞાની બોલે. આ૦ ૩૩

હું કરતા પરભાવનો, એમ જેમ જેમ જાણે;
તેમ તેમ અજ્ઞાની પડે, નિજ કર્મને ઘાણે. આ૦ ૩૪

પુદ્ગલકર્માદિકતણો, કરતા વ્યવહારે;
કરતા ચેતનકર્મનો, નિશ્ચય સુવિચારે. આ૦ ૩૫

કર્તા શુદ્ધ સ્વભાવનો, નયશુદ્ધે કહીએ;
કર્તા પર પરિણામનો, બેઉ કિરિયા ગ્રહીએ. આ૦ ૩૬

ઢાળ ચોથી.

વીરમતિ પ્રીતિકારણી—એ દેશી.

શિષ્ય કહે જો પરભાવનો, અકર્તા કહ્યો પ્રાણી;
દાન હરણાદિક કેમ ઘટે, કહે સદ્ગુરૂ વાણી.
શુદ્ધ નય અર્થ મન ધારીએ ૩૭

ધર્મ નવિ દિએ, નવી સુખ દિએ, પરજંતુને દેતો;
આપ સત્તા રહે આપમાં, એમ હૃદયમાં ચેતો. શુદ્ધ૦ ૩૮

જોગ વશે જે પુદ્ગલ ગ્રહ્યાં, નવિ જીવનાં તેહ;
તેહથી જીવ છે જૂજૂઓ, વળી જૂજૂઓ દેહ. શુદ્ધ૦ ૩૯

ભક્ત પાનાદિ પુદ્ગલપ્રતે, ન દિએ છતિ વિના પોતે;
દાન હરણાદિ પરજંતુને, એમ નવિ ઘટે જોતે. શુદ્ધ૦ ૪૦

દાન હરણાદિક અવસરે, શુભ અશુભ સંકલ્પે;
દિએ હરે તું નિજ રૂપને, મુખે અન્યથા જલ્પે. શુદ્ધ૦ ૪૧

અન્યથા વચન અભિમાનથી, ફરી કર્મ તું બાંધે;
જ્ઞાયકભાવ જે એકલો, ગ્રહે તે સુખ સાધે શુદ્ધ૦ ૪૨

શુભ અશુભ વસ્તુ સંકલ્પથી, ધરે જે નટમાયા;
તે ટલે સહજ સુખ અનુભવે, પ્રભુ આતમરાયા શુદ્ધ૦ ૪૩
પરતણી આશ વિષવેલડી, ફળે કર્મ બહુ ભાંતિ;
જ્ઞાનદહને કરી તે દહે, હોએ એક જે જાતિ. શુદ્ધ૦ ૪૪
રાગ દોષિત રહિત એક જે, દયા શુદ્ધ તે પાલે;
પ્રથમ અંગે એમ ભાષિયું, નિજ શક્તિ અજુઆળે. શુદ્ધ૦ ૪૫
એકતા જ્ઞાન નિશ્ચયદયા, સુગુરુ તેહને ભાખે;
જેહ અવિકલ્પ ઉપયોગમાં, નિજ પ્રાણને રાખે. શુદ્ધ૦ ૪૬
જેહ રાખે પરપ્રાણને, દયા તાસ વ્યવહારે;
નિજદયા વિણુ કહો પરદયા, હોએ કવણ પ્રકારે. શુદ્ધ૦ ૪૭
લોકવિણુ જેમ નગરમેદિની, જેમ જીવ વિણુ કાયા;
ફોક તેમ જ્ઞાન વિણુ પરદયા, જિસી નટીતણી માયા શુદ્ધ૦ ૪૮
સર્વ આચારમય પ્રવચને, ભણ્યો અનુભવ યોગ;
તેહથી મુનિ વમે મોહને, વળી અરતિ રતિ શોગ. શુદ્ધ૦ ૪૯
સૂત્ર અક્ષર પરાવર્તના, સરસ શેલડી દાખી;
તાસ રસ અનુભવ ચાખીએ, જિહાં એક છે સાખી. શુદ્ધ૦ ૫૦
આતમરામ અનુભવ ભજો, તજો પરતણી માયા;
એહ છે સાર જિનવચનનો, વળી એ શિવ છાયા. શુદ્ધ૦ ૫૧

ઢાળ પાંચમી

પ્રભુ ચિત્ત ધરીને અવધારો મુજ વાત-એ દેશી.

એમ નિશ્ચયનય સાંભળીજી, બોલે એક અજાણ;
આદરશું એમ જ્ઞાનનેજી, શું કીજે પચ્ચખ્ખાણ.
સોભાગી જિન સીમંધર સુણો વાત. ૫૨

કિરિયા ઉથાપી કરીજી, છાંડી તેણે લાજ;
નવિ જાણે તે ઉપજેજી, કારણ વિણુ નવિ કાજ. સો૦ ૫૩

નિશ્ચયનય અવલંબતાંજી, નવિ જાણે તસ મર્મ;
છોડે જે વ્યવહારનેજી, લોપે તે જિન ધર્મ. સો૦ ૫૪

નિશ્ચયદૃષ્ટિ હૃદય ધરીજી, પાળે જે વ્યવહાર;
પુણ્યવંત તે પામશેજી, ભવસાગરનો પાર. સો૦ ૫૫

તુરંગ ચઢી જેમ પામિએજી, વેગે પુરનો પંથ;
માર્ગ તેમ શિવનો લહેજી, વ્યવહારે નિર્ગ્રંથ. સો૦ ૫૬

મહેલ ચઢતાં જેમ નહીંજી, તેહ તુરંગનું કાજ;
સફલ નહીં નિશ્ચય લહેજી, તેમ તનુ કિરિયા સાજ સો૦ ૫૭

નિશ્ચય નવિ પામી શકેજી, પાળે નવિ વ્યવહાર;
પુણ્યરહિત જે એહવાજી, તેહનો કુણુ આધાર? સો૦ ૫૮

હેમ પરિક્ષા જેમ હુએજી, સહત હુતાશન તાપ;
જ્ઞાન દશા તેમ પારખીએજી; જિહાં બહુ કિરિયા વ્યાપ. સો૦ ૫૯

આલંબન વિણુ જેમ પડેજી, પામી વિષમી વાટ;
મુગ્ધ પડે ભવકૂપમાંજી, તેમ વિણુ કિરિયા ઘાટ. સો૦ ૬૦

ચરિત ભણી બહુ લોકમાંજી, ભરતાદિકનાં જેહ;
લોપે શુભ વ્યવહારનેજી, બોધિ હણે નિજ તેહ. સો૦ ૬૧

બહુ દલ દીસે જીવનાંજી, વ્યવહારે શિવયોગ;
છીંડી તાકે પાધરોજી, છોડી પંથ અયોગ. સો૦ ૬૨

આવશ્યકમાંહે ભાખિયોજી, એહજ અર્થ વિચાર;
ફલ સંશય પણ જાણતાંજી, જાણીજે સંસાર. સો૦ ૬૩

ઢાળ છઠ્ઠી.

મુનિ મન સરોવર હંસલો અથવા ઋષભનો વંશ
રયણાયરુ—એ દેશી.

અવર ઇસ્યો નય સાંભળી, એક ગ્રહે વ્યવહારોરે;
મર્મ દ્વિવિધ તસ નવિ લહે, શુદ્ધ અશુદ્ધ વિચારોરે,
તુજ વિણુ ગતિ નહીં જંતુને. ૬૪
તું જગજંતુનો દીવોરે, જીવીએ તુજ અવલંબને;
તું સાહેબ ચિરંજીવોરે, તુજ વિણુ ગતિ નહીં જંતુને તુજ૦ ૬૫
જેહ ન આગમ વારીઓ, દીસે અશઠ આચારોરે;
તેહજ બુધ બહુ માનીઓ, શુદ્ધ કહ્યો વ્યવહારોરે. તુજ૦ ૬૬
જેહમાં નિજ મતિ કલ્પના, જેહથી નવિ ભવ પારોરે;
અંધ પરંપરા બાંધિઓ, તેહ અશુદ્ધ આચારોરે. તુજ૦ ૬૭
શિથિલ વિહારીએ આચર્યાં, આલંબન જે કૂડાંરે;
નિયત વાસાદિક સાધુને, તે નવિ જાણીએ રૂડાંરે. તુજ૦ ૬૮
આજ ન ચરણ છે આકરૂં, સંહનનાદિક દોષેરે;
એમ નિજ અવગુણ ઓળવી, કુમતિ કદાગ્રહ પોષેરે. તુજ૦ ૬૯
ઉત્તરગુણમાંહે હીણડા, ગુરુ કાળાદિક પાખેરે;
મૂલગુણે નહીં હીણડા, એમ પંચાશક ભાખેરે. તુજ૦ ૭૦
પરિગ્રહ ગ્રહ વશ લિંગીઆ, લેઇ કુમતિ રજ માથેરે;
નિજ ગુણ પર અવગુણ લવે, ઇંદ્રિય વૃષભ ન નાથેરે. તુજ૦ ૭૧
નાણરહિત હિત પરહરી, નિજ દંસણ ગુણ [1]લૂસેરે;
મુનિજનના ગુણ સાંભળી, તેહ અનારજ રૂસેરે. તુજ૦ ૭૨

---

૧ લૂંટે.

અણુસમ દોષ જે પરતણો, મેરૂસમાન તે બોલેરે;
જેહશું પાપની ગોઠડી, તેહશું હિયડલું ખોલેરે. તુજ૦ ૭૩
સૂત્ર વિરૂદ્ધ જે આચરે, થાપે અવિધિના ચાળારે;
તે અતિ નિવિડ મિથ્યામતિ, બોલે ઉપદેશમાળારે. તુજ૦ ૭૪
પામરજન પણ નવિ કહે, સહસા જૂઠ શશૂકોરે;
જુઠ કહે મુનિવેષ જે, તે પરમારથ ચૂકોરે તુજ૦ ૭૫
નિર્દય હૃદય છ કાયમાં, જે મુનિવેષે પ્રવર્તેરે;
ગૃહીયતિ ધર્મથી બાહેરા, તે નિર્ધન ગતિ વર્ત્તેરે. તુજ૦ ૭૬
સાધુભગતિ જિનપૂજના, દાનાદિક શુભ કર્મેરે;
શ્રાવક જિન કહ્યો અતિ ભલો, નહિ મુનિવેષ અધર્મેરે. તુજ૦ ૭૭
કેવલ લિંગધારીતણો, જે વ્યવહાર અશુદ્ધોરે;
આદરિએ નવિ સર્વથા, જાણી ધર્મ વિરૂદ્ધોરે. તુજ૦ ૭૮

ઢાળ સાતમી.

આગે પૂરવવાર નવાણું—એ દેશી.

જે મુનિવેષ શકે નવિ છંડી, ચરણ કરણ ગુણહીણાજી;
તે પણ મારગમાંહે દાખ્યા, મુનિગુણ પક્ષે લીણાજી;
મૃષાવાદ ભવકારણ જાણી, મારગ શુદ્ધ પ્રરૂપેજી;
વંદે નવિ વંદાવે મુનિને, આપ થઇ નિજ રૂપેજી. ૭૯
મુનિગુણ રાગે પૂરા શૂરા, જે જે જયણા પાળેજી;
તે તેહથી શુભ ભાવ લહીને, કર્મ આપણાં ટાળેજી;
આપ હીનતા જે મુનિ ભાસે, માન સાંકડે લોકેજી;
એ દુર્દ્ધર વ્રત એહનું દાખ્યું, જે નવિ ફૂલે ફોકેજી. ૮૦

પ્રથમ સાધુ બીજો વર શ્રાવક, ત્રીજો સંવેગ પાખીજી;
એ ત્રણે શિવમારગ કહીએ, જીહાં છે પ્રવચન સાખીજી;
શેષ ત્રણ ભવમારગ કહીએ, કુમત કદાગ્રહ ભરિયાજી;
ગૃહિ યતિ લિંગ કુલિંગે લખીએ, સકલ દોષના દરિયાજી. ૮૧

જે વ્યવહાર મુગતિ મારગમાં, ગુણઠાણાને લેખેજી;
અનુક્રમે ગુણશ્રેણીનું ચઢવું, તેહજ જિનવર દેખેજી;
જે પણ દ્રવ્યક્રિયા પ્રતિપાળે, તે પણ સન્મુખ ભાવેજી;
શુકલબીજની ચંદ્રકળા જેમ, પૂર્ણ ભાવમાં આવેજી. ૮૨

તે કારણ લજ્જાદિકથી પણ, શીલ ધરે જે પ્રાણીજી;
ધન્ય તેહ કૃતપુણ્ય કૃતારથ, મહાનિશીથે વાણીજી;
એ વ્યવહારનયે મન ધારો, નિશ્ચયનય મત દાખ્યુંજી;
પ્રથમ અંગમાં વિતિગિચ્છાએ, ભાવચરણ નવિ ભાખ્યુંજી. ૮૩

ઢાળ આઠમી.

ચોપાઈની દેશી.

અવર એક ભાખે આચાર, દયા માત્ર શુદ્ધજ વ્યવહાર;
જે બોલે તેહજ ઉત્થાપે, શુદ્ધ કરૂં હું મુખ ઇમ જપે. ૮૪

જિનપૂજાદિક શુભ વ્યાપાર, તે માને આરંભ અપાર;
નવિ જાણે ઉતરતાં નઈ, મુનિને જીવ દયા કયાં ગઈ. ૮૫

જો ઉતરતાં મુનિને નદી, વિધિ જોગે નવિ હિંસા વદી;
તો વિધિ જોગે જિનપૂજના, શિવ કારણ મત ભૂલો જના. ૮૬

વિષયારંભતણો જ્યાં ત્યાગ, તેહથી લહિએ ભવજળતાગ;
જિનપૂજામાં શુભ ભાવથી, વિષયારંભતણો ભય નથી. ૮૭

સામાયિક પ્રમુખે શુભ ભાવ, યદ્યપિ લહિએ ભવજળ નાવ;
તો પણ જિનપૂજાએ સાર, જિનનો વિનય કહ્યો ઉપચાર. ૮૮
આરંભાદિક શંકા ધરી, જો જિનરાજ ભક્તિ પરહરી;
દાન માન વંદન આદેશ, તો તુજ સબળો પડયો કલેશ. ૮૯
સ્વરૂપથી દીસે સાવદ્ય, અનુબંધે પૂજા નિર્વદ્ય;
જે કારણ જિનગુણ બહુ માન, જે અવસર વરતે શુભ ધ્યાન. ૯૦
જિનવર પૂજા દેખી કરી, ભવિયણ ભાવે ભવજળ તરી;
છકાયના રક્ષક હો વળી, એહ ભાવ જાણે કેવળી. ૯૧
જળ તરતાં જળ ઉપર યથા, મુનિને દયા ન હોએ વૃથા;
પુષ્પાદિક ઉપર તિમ જાણ, પુષ્પાદિક પૂજાને ઠાણ. ૯૨
તો મુનિને નહિ કિમ પૂજના, એમ તું શું ચિંતે શુભ મના;
રોગીને ઔષધ સમ એહ, નિરોગી છે મુનિવર દેહ. ૯૩

ઢાળ નવમી.

પ્રથમ ગોવાળા તણે ભવેજી—એ દેશી.

ભાવસ્તવ મુનિને ભલોજી, બેઉ ભેદે ગૃહી ધાર;
ત્રીજે અધ્યયને કહ્યોજી, મહાનિશીથ મઝાર.
સુણો જિન તુજ વિણ કવણ આધાર. ૯૪
વળી તિહાં ફળ દાખિયુંજી, દ્રવ્ય સ્તવનુંરે સાર;
સ્વર્ગ બારમું ગેહિનેજી, એમ દાનાદિક ચાર. સુણો૦ ૯૫
છઠ્ઠે અંગ દ્રૌપદિજી, જિન પ્રતિમા પૂજેય;
સૂરિયાભપરે ભાવથીજી, એમ જિનવર કહેય. સુણો૦ ૯૬

નારદ આવ્યે નવિ થઇજી, ઉભી તેહ સુજાણ;
તે કારણ તે શ્રાવિકાજી, ભાખે આળ અજાણ. સુણો૦ ૯૭
જિનપ્રતિમા આગળ કહ્યોજી, શક્રસ્તવ તેણે નાર;
જાણે કુણ વિણ શ્રાવિકાજી, એહ વિધ હૃદય વિચાર. સુણો૦ ૯૮
પૂજે જિન પ્રતિમા પ્રતેજી, સૂરિયાભ સુરરાય;
વાંચી પુસ્તક રત્નનાંજી, લેઇ ધર્મ વ્યવસાય. સુણો૦ ૯૯
રાયપસેણી સૂત્રમાંજી, મોહોટો એહ પ્રબંધ;
એહ વચન અણમાનતાંજી, કરે કરમનો બંધ. સુણો૦ ૧૦૦
વિજય દેવ વકતવ્યતાજી, જીવાભિગમેરે એમ;
જો થિતિ છે એ સૂરતણીજી, તો જિનગુણ શ્રુતિ કેમ. સુણો૦ ૧૦૧
સિદ્ધારથરાયે કર્યાંજી, યાગ અનેક પ્રકાર;
કલ્પસૂત્રે એમ ભાષિયુંજી, તે જિનપૂજા સાર સુણો૦ ૧૦૨
શ્રમણોપાસક તે કહ્યાજી, પહેલા અંગ મઝાર;
યાગ અનેરા નવિ કરેજી, તે જાણો નિરધાર. સુણો૦ ૧૦૩
એમ અનેક સૂત્રે ભણ્યુંજી, જિનપૂજા ગૃહિકૃત્ય;
જે નવિ માને તે સહિજી, કરશે બહુ ભવ નૃત્ય સુણો૦ ૧૦૪

ઢાળ દશમી.

જંબુર બંધા સાસુર બંધા અથવા એણે પુરે કંબલ કોઇ ન લેશી.—એ દેશી.

અવર કહે પૂજાદિક ઠામે,
પુણ્યબંધ છે શુભ પરિણામે;
ધર્મ ઇહાં નવિ કોઈ દીસે,
જેમ વ્રત પરિણામે મન હીસે. ૧૦૫

નિશ્ચય ધર્મ ન તેણે જાણ્યો,
જે શૈલેશી અંત વખાણ્યો;
ધર્મ અધર્મ તણો ક્ષયકારી,
શિવસુખ દે જે ભવજલ તારી. ૧૦૬

તસ સાધન તું જે જે દેખે,
નિજ નિજ ગુણઠાણાને લેખે;
તેહ ધરમ વ્યવહારે જાણો,
કારજ કારણ એક પ્રમાણો. ૧૦૭

એવંભૂતતણો મત ભાખ્યો,
શુદ્ધ દ્રવ્યનય એમ વળી દાખ્યો;
નિજ સ્વભાવપરિણતિ તે ધર્મ,
જે વિભાવ તે ભાવજ કર્મ. ૧૦૮

ધર્મ શુદ્ધ ઉપયોગ સ્વભાવે,
પુણ્ય પાપ શુભ અશુભ વિભાવે;
ધર્મ હેતુ વ્યવહારજ ધર્મ;
નિજ સ્વભાવ પરિણતિનો મર્મ. ૧૦૯

શુભયોગે દ્રવ્યાશ્રવ થાય,
નિજ પરિણામ ન ધર્મ હણાય;
યાવત યોગ ક્રિયા નહીં થંભી,
તાવત્ જીવ છે યોગારંભી. ૧૧૦

મલીનારંભ કરે જે કિરિયા,
અસદારંભ તજીને તરિયા;
વિષય કષાયાદિકને ત્યાગે,
ધર્મ મતિ રહી એ શુભ માગે. ૧૧૧

સ્વર્ગ હેતુ જો પુન્ય કહીજે,
તો સરાગ સંયમ પણુ લીજે;
બહુ રાગે જે જિનવર પૂજે,
તસ મુનિની પરે ઘાતક ધ્રુજે. ૧૧૨

ભાવસ્તવ એહુથી પામીજે,
દ્રવ્યસ્તવ એ તેણે કહીજે;
દ્રવ્ય શબ્દ છે કારણુ વાચી,
ભર્મે મ ભુલો કર્મ નિકાચી. ૧૧૩

ઢાળ અગીઆરમી.

જ્ઞાન ઉલટ ધરી દીજીએ—એ દેશી.

કુમતિ એમ સકળ દૂરે કરી, ધારીએ ધર્મની રીતરે;
હારીએ નવિ પ્રભુ બળથકી, પામીએ જગતમાં જીતરે.
સ્વામિ સીમંધર તું જયો. ૧૧૪

ભાવ જાણે સકલ જંતુના, ભવથકી દાસને રાખરે;
બોલીયા બોલ જે તે ઘણું, સફળ જો છે તુજ સાખરે. સ્વા૦ ૧૧૫

એક છે રાગ તુજ ઉપરે, તેહ મુજ શિવતરુ કંદરે;
નવિ ગણું તુજપરે અવરને, જો મિલે સુરનર વૃંદરે. સ્વા૦ ૧૧૬

તુજ વિના મેં બહુ દુઃખ લહ્યાં, તુજ મિલ્યે તે કેમ હોય રે;
મેહ વિણુ મોર નાચે નહીં, મેહ દેખી માચે સોય રે. સ્વા૦ ૧૧૭

મનથકી મિલન મેં તુજ કિયો, ચરણુ તુજ ભેટવા સાંઇરે;
કીજિએ જતન જિન એ વિના, અવર ન વાંછિએ કાંઇરે. સ્વા૦ ૧૧૮

તુજ વચન રાગ સુખ આગળે, નવિ ગણું સુરનર શર્મરે;
કોડિ જો કપટ કોઇ દાખવે, નવિ તજું તોએ તુજ ધર્મરે. સ્વા૦ ૧૧૯
તું મુજ હૃદયગિરિમાં વસે, સિંહ જો પરમ નિરીહરે;
કુમત માતંગના જુથથી, તો કશી પ્રભુ મુજ બીહરે. સ્વા૦ ૧૨૦
કોડિ છે દાસ પ્રભુ તાહરે, માહરે દેવ તું એકરે;
કીજીએ સાર સેવક તણી, એ તુજ ઉચિત વિવેકરે સ્વા૦ ૧૨૧
ભક્તિ ભાવે ઇસ્યું ભાખીએ, રાખીએ એહ મનમાંહીરે;
દાસનાં ભવદુઃખ વારિએ, તારિએ સો અહી બાંહીરે સ્વા૦ ૧૨૨
બાળ જેમ તાત આગળ કહે, વિનવું હું તેમ તુજરે;
ઉચિત જાણો તેમ આચરૂં, નવિ રહ્યો તુજ કિસ્યું ગુજરે. સ્વા. ૧૨૩
મુજ હોજો ચિત્ત શુભભાવથી, ભવ ભવ તાહરી સેવરે;
યાચિએ કોડિ યતને કરી, એહ તુજ આગલે દેવરે. સ્વા૦ ૧૨૪

કળશ.

હરિગીત છંદ.

ઇમ સકલ સુખકર દુરતિભયહર, વિમલ લક્ષણ ગુણધરો;
પ્રભુ અજર અમર નરિંદ વંદિત, વિનવ્યો સીમંધરો;
નિજ નાદતર્જિત મેઘગર્જિત, ધૈર્યનિર્જિત મંદરો;
શ્રીનયવિજય બુધ ચરણસેવક, જશવિજય બુધ જય કરો ૧૨૫

# શ્રી યશોવિજયજી કૃત

## સમક્તિના

## સડસઠ બોલની સજઝાય.

દોહરા:—

સુકૃત વલ્લી કાદંબની,[૧] સમરી સરસતિ માત;
સમકિત સડસઠ બોલની, કહિશું મધુરી વાત. ૧
સમકિતદાયક ગુરૂતણો, પચ્ચુવયાર[૨] ન થાય;
ભવ કોડાકોડે કરી, કરતાં સર્વ ઉપાય. ૨
દાનાદિક[૩] કિરિયા ન દિયે, સમકિત વિણ શર્મ;
તે માટે સમકિત વડું, જાણો પ્રવચન મર્મ. ૩
દર્શનમોહ વિનાશથી, જે નિર્મળ ગુણઠાણ;
તે નિશ્ચય સમકિત કહ્યું, તેહના એ અહિઠાણ.[૪] ૪

ઢાળ:— દેઇ દેઇ દરિસણ આપણું : એ દેશી.

ચઉ સદ્દહણા-તિલિંગ છે, દશ વિધ વિનય વિચારોરે;
ત્રણ શુદ્ધિ પણ[૫] દૂષણ, આઠ પ્રભાવક ધારોરે. ૫

ત્રુટક:—

પ્રભાવક અડ પંચભૂષણ, પંચ લક્ષણ જાણિયે,
ષટ્ જયણા ષટ્ આગાર ભાવના, છવ્વિહા મન આણિયે;

---

૧ મેઘ સમાન. ૨ પ્રત્યુપકાર. ૩ દાન, શીલ, તપ, ભાવનાદિ. ૪ રહેઠાણ. ૫ પાંચ. ૬ છપ્રકારની.

ષટ્ ઠાણુ સમકિત તણાં સડસઠ,[1] ભેદ એહ ઉદાર એ,
એહનો તત્ત્વવિચાર કરતાં, લહીજે ભવપાર એ. ૬

ાલ:—

ચઉવિહ સદ્દહણા તિહાં, જીવાદિક પરમત્થોરે;
પ્રવચનમાંહિ જે ભાખિયા, લીજે તેહનો અત્થોરે. ૭

ટક:—

તેહનો અર્થ વિચાર કરિયે, પ્રથમ સદ્દહણા ખરી,
બીજી સદ્દહણા તેહની જે, જાણ મુનિ ગુણ જવહરી;
સંવેગ રંગ તરંગ ઝીલે, માર્ગ શુદ્ધ કહે બુધા,
તેહની સેવા કીજીએ જિમ, પીજીએ સમતા સુધા. ૮

ાલ:—

સમકિત જેણે ગ્રહી વમ્યું, નિન્હવ ને અહછંદારે;[2]
પાસત્થા ને કુશીલિયા, વેષ વિડંબક મંદારે. ૯

ત્રટક:—

મંદા અનાણી દૂર છંડો, ત્રીજી સદ્દહણા ગ્રહી,
પરદર્શનીનો સંગ તજીએ, ચોથી સદ્દહણા કહી;
હીણાતણો જે સંગ ન તજે, તેહનો ગુણ નવિ રહે,
જ્યૂં જલધિજલમા ભળ્યું ગંગા, નીર લૂણપણું લહે. ૧૦

---

૧. ૪. સદ્દહણા—શ્રદ્ધા; ૩ લિંગ; ૧૦ વિનય દશપ્રકારે; ૩ શુદ્ધિ; દૂષણ; ૮ પ્રભાવક; ૫ ભૂષણ; ૫ લક્ષણ; ૬ જતના; ૬ આગાર; ૬ ભાવના; ૬ સમકિત સ્થાન; (૪+૩+૧૦+૩+૫+૮+૫+૫+૬+૬+૬+૬) એમ સડસઠ બોલ. ૨. સ્વચ્છંદી.

ઢાલઃ— કપૂર હોવે અતિ ઉજળો રે—એ દેશી.

ત્રણ લિંગ સમકિત તણાંરે, પહિલું શ્રુત અભિલાષ;
જેહથી શ્રોતા રસ લહેરે, જેહવા સાકર દ્રાખરે.
પ્રાણી ધરિયે સમકિત રંગ;
જિમ લહિયે સુખ અભંગ. પ્રા૦ ૧૧

તરૂણ સુખી સ્ત્રી પરિવર્યોરે, ચતુર સુણે સુરગીત;
તેહથી રાગ અતિ ઘણોરે, ધર્મ સુણ્યાની રીતરે. પ્રા૦ ૧૨

ભૂખ્યો અટવી ઉતર્યોરે, જિમ દ્વિજ ઘેબર ચંગ;
ઇચ્છે તિમ જે ધર્મનેરે તેહિજ બીજું લિંગરે. પ્રા૦ ૧૩

વૈયાવૈચ્ચ ગુરૂ દેવનુંરે, ત્રીજું લિંગ ઉદાર;
વિદ્યાસાધક તણી પરેરે, આળસ નવિય લગારરે. પ્રા૦ ૧૪

ઢાલઃ— પ્રથમ ગોવાળા તણે ભવેજીઃ એ દેશી.

અરિહંત તે જિન વિચરતાજી, કર્મ ખપી હુઆ સિદ્ધ;
ચેઇય જિનપાડિમા કહીજી, સૂત્ર સિદ્ધાંત પ્રસિદ્ધ.
ચતુર નર સમજો વિનય પ્રકાર;
જિમ લહિયે સમકિત સાર. ચતુર૦૧૫

ધર્મ ક્ષમાદિક ભાખિઓજી, સાધુ તેહનારે ગેહ;
આચારજ આચારનાજી, દાયક નાયક જેહ. ચતુર૦૧૬

ઉપાધ્યાય તે શિષ્યનેજી, સૂત્ર ભણાવણહાર;
પ્રવચન સંઘ વખાણિયેજી, દરિસણ સમકિત્ત સાર. ચતુર૦૧૭

ભગતિ બાહ્ય પ્રતિપત્તિથીજી, હૃદય પ્રેમ બહુમાન;
ગુણ થુતિ અવગુણ ઢાંકવાજી, આશાતનની હાલ. ચતુર૦૧૮

પાંચ ભેદ એ દશતણોજી, વિનય કરે અનુકૂલ;
સીંચે તેહ સુધારસેજી, ધર્મ વૃક્ષનું મૂલ. ચતુર૦૧૯

ઢાલઃ— ધોબીડા તૂં ધોએ મનનું ધોતીયું રે—એ દેશી.

ત્રણ શુદ્ધિ સમકિત તણી રે, તિહાં પહિલી મન શુદ્ધિ રે;
શ્રી જિનને જિનમત વિના રે, જુઠ સકલ એ બુદ્ધિ રે
ચતુર વિચારો ચિત્તમાં રે.૨૦

જિન ભગતે જે નવિ થયું રે, તે બીજાથી નવિ થાયરે;
એવું જે મુખે ભાખિયે રે, તે વચન શુદ્ધિ કહેવાય રે.
ચતુર વિચારો ચિત્તમાં રે.૨૧

છેદ્યો ભેદ્યો વેદના રે, જે સહેતો અનેક પ્રકાર રે;
જિન વિણ પરસુર નવિ નમે રે, તેહની કાયા શુદ્ધિ ઉદાર રે.
ચતુર વિચારો ચિત્તમાં રે.૨૨

ઢાલઃ- મુનિરાજ મારગની દેશી.

સમકિત દૂષણ પરિહરો, તેમાં પહિલી છે શંકા રે;
તે જિનવચનમાં મત કરો, જેહને સમ નૃપ રંકા રે.
સમકિત દૂષણ પરિહરો. ૨૩

કંખા કુમતિની વાંછના, બીજું દૂષણ તજિયે;
પામી સુરતરૂ [1]પરગડો, કિમ [2]બાઉલ ભજિયે. સમ૦૨૪

સંશય ધર્મના ફલ તણો, વિતિગિચ્છા નામે;
ત્રીજું દૂષણ પરિહરો, નિજ શુભ પરિણામે. સમ૦૨૫

---

૧ પરગજુ—પરોપકારી. ૨ બાવળવૃક્ષ.

મિથ્યામતિ ગુણ વર્ણનો, ટાલો ચોથો દોષ;
ઉન્મારગિ થુણતાં હુવે, ઉન્મારગ પોષ. સમ૦૨૬
પાંચમો દોષ મિથ્યામતી, પરિચય નવિ કીજે;
ઇમ શુભ મતિ [1]અરવિંદની, ભલી વાસના લીજે. સમ૦૨૭

ઢાલઃ— બોલિડા હંસારે વિષય ન રાચિયેઃ એ દેશી.

આઠ પ્રભાવક પ્રવચનના કહ્યા, [2]પાવયણી ધુરિ જાણ;
વર્તમાનશ્રુતના જે અર્થનો, પાર લહે ગુણ ખાણ.
ધનધન શાસન મંડન મુનિવરા. ૨૮
ધર્મકથી તે બીજો જાણિયે, નંદિષેણ પરિ જેહ;
નિજ ઉપદેશે રે રંજે લોકને, ભંજે હૃદય સંદેહ. ધ૦ ૨૯
વાદી ત્રીજો રે તર્ક નિપુણ ભણ્યો, મલ્લવાદી પરિ જેહ;
રાજદ્વારે જયકમલા વરે, ગાજંતા જિમ મેહ. ધ૦ ૩૦
ભદ્રબાહુ પરિ જેહ નિમિત્ત કહે, પરમત જીપણ[3] કાજ;
તેહ નિમિત્તીરે ચોથો જાણિયે, શ્રી જિનશાસન રાજ. ધ૦ ૩૧
તપ ગુણ ઓપે[4] રે રોપે ધર્મને, ગોપે નવિ જિન આણ;
આશ્રવ લોપે રે નવિ કોપે કદા, પંચમ તપસી તે જાણ. ધ૦ ૩૨
છઠ્ઠો વિદ્યા રે મંત્ર તણો વલિ, જિમ શ્રીવયર મુણિંદ;
સિદ્ધ સાતમો રે અંજનયોગથી, જિમ કાલિક મુનિ ચંદ. ધ૦ ૩૩
કાવ્ય સુધારસ મધુર અર્થ ભર્યા ધર્મ હેતુ કરે જેહ;
સિદ્ધસેન પરે નરપતિ રીઝવે, અઠમ વર કવિ તેહ ધ૦ ૩૪
જવ[5] નવિ હોવે પ્રભાવિક એહવા, નવ વિધિ પૂર્વ અનેક;
જાત્રા પુજાદિક કરણી કરે, તેહ પ્રભાવિક છેક.[6] ધ૦ ૩૫

૧ સમકિતરૂપી કમળ. ૨ પ્રાવચનિક. ૩ હરાવવા ૪ દીપાવે. ૫ જ્યારે. ૬ છેલ્લો.

ઢાલ:— સતિય સુભદ્રાની દેશી.

સોહે સમકિત જેહથી, સખિ જિમ આભરણે દેહ;
ભૂષણ પાંચ તે મન વસ્યાં, સખિ (મન વસ્યાં) તેહમાં નહીં સંદેહ.
મુજ સમકિત રંગ અચળ હોજોરે. ૩૯
પહિલું કુશલપણું તિહાં, સખિ વંદન ને પચ્ચખાણ,
કિરિયાનો વિધિ અતિ ઘણો, સખિ આચરે તેહ સુજાણ. મુજ૦ ૩૭
બીજું તીરથ સેવના, સખિ તીરથ તારે જેહ;
તે ગીતારથ મુનિવરા, સખિ તેહશું કીજે નેહ. મુજ૦ ૩૮
ભગતિ કરે ગુરૂદેવની, સખિ ત્રીજું ભૂષણ હોય;
કિણ હિ ચલાવ્યો નવિ ચલે, સખિ ચોથું ભૂષણ જોય. મુજ૦ ૩૯
જિન શાસન અનુમોદના, સખિ જેહથી બહુ જન હુંત[1];
કીજે તેહ પ્રભાવના, સખિ પાંચમું ભૂષણ ખંત. મુજ૦ ૪૦

ઢાલ:— એમ નવિ કીજે હો. એ દેશી.

લક્ષણ પાંચ કહ્યાં સમક્તિ તણાં, ધુર ઉપશમ અનુકૂલ,
સુગુણ નર;
અપરાધિશું પણ નવિ ચિત્તથકી, ચિંતવિયે પ્રતિકૂલ, સુ૦
શ્રી જિન ભાષિત વચન વિચારિયે ૪૧
સુરનર સુખ જે દુઃખ કરિ લેખે, વંછે શિવ સુખ એક; સુ૦
બીજૂં લક્ષણ તે અંગીકરે, સાર સંવેગ સુ ટેક. સુ૦
શ્રી જિન ભાષિત વચન વિચારિયે. ૪૨
નારક ચારકસમ[2] ભવ ઉભગ્યો, તારક જાણીને ધર્મ, સુ૦
ચાહે નિકળવું નિર્વેદ તે, ત્રીજું લક્ષણ મર્મ. સુ૦
શ્રી જિન ભાષિત વચન વિચારિયે. ૪૩

---

૧ અનુમોદનવાળા થાય. ૨ કેદ સમાન.

દ્રવ્ય થકી દુઃખિયાની જે દયા, ધર્મહીણાનીરે ભાવી, સુ૦;
ચોથું લક્ષણ અનુકંપા કહી, નિજ શકતે મન લાવી સુ૦
શ્રી જિન ભાષિત વચન વિચારિયે. ૪૪

જે જિન ભાખ્યું તે નહિ અન્યથા, એહવો જે દૃઢ રંગ, સુ૦;
તે આસ્તિકતા લક્ષણ પાંચમું, કરે કુમતિનો એ ભંગ. સુ૦
શ્રી જિન ભાષિત વચન વિચારિયે. ૪૫

ઢાલ:- જિન જિન પ્રતિવંદન દિસે-એ દેશી.

પરતીર્થી પરના સુર તેણે, ચૈત્ય ગ્રહ્યા વલિ જેહ;
વંદન પ્રમુખ તિહાં નવિ કરવું, તે જયણા ષટ ભેયરે.
ભવિકા સમકિત યતના કીજે. ૪૬

વંદન તે કર જોડન કહિયે, નમન તે શીશ નમાડે;
દાન ઇષ્ટ અન્નાદિક દેવું, ગૌરવ ભગતિ દેખાડેરે, ભ૦૪૭

અનુપ્રદાન તે તેહને કહીએ, વારંવાર જે દાન;
દોષ કુપાત્રે પાત્રમતિએ, નહિ[1] અનુકંપા માનરે. ભ૦૪૮

અણ બોલાવે જેહ ભાખવું, તે કહિયે આલાપ;
વારંવાર આલાપ જે કરવો, તે કહિયે સંલાપરે ભ૦૪૯

એ જયણાથી સમકિત દીપે, વલી દીપે વ્યવહાર;
એમાં પણ કારણથી જયણા, તેહ અનેક પ્રકારરે. ભ૦૫૦

ઢાલ;— લલનાની દેશી.

શુદ્ધ ધર્મથી નવિ ચલે, અતિદૃઢ ગુણ આધાર. લલના;
તો પણ જે નવિ તેહવા, તેહને એક આગાર લલના. ૫૧

---

૧ કુપાત્રને વિષે પાત્રપણાની બુદ્ધિથી દાન આપવું એ દોષ છે. પરંતુ અનુકંપાબુદ્ધિએ આપવાનું પ્રમાણ નથી, નિષેધ નથી.

બોલ્યું તેહવું પાલિયે, [1]દંતીદંતસમ બોલ, લલના;
સજ્જનને દુર્જન તણા, કચ્છપ કોટિને તોલ. લલના બો૦૫૨
રાજા નગરાદિક ધણી, તસ શાસન અભિયોગ, લલના;
તેહથી કાર્તિકની પરે, નહિ મિથ્યાત્વ સંયોગ લલના. બો૦૫૩
મેલો જનનો ગણ કહ્યો, બલ ચોરાદિક જાણ, લલના;
ક્ષેત્રપાલાદિક દેવતા, તાતાદિક[2] ગુરૂ ઠાણ. લલના. બો૦૫૪
વૃત્તિ દુર્લભ આજીવિકા, તે ભીષણ કંતાર, લલના;
તે હેતે[3] દૂષણ નહીં, કરતાં અન્ય આચાર. લલના. બો૦૫૫

ઢાલ:— રાગ મલ્હાર.

ભાવિજેરે સમકિત જેહથી રૂઅડું,
તે ભાવનારે ભાવે મન કરી પરવડું.
જો સમકિત તાજું સાજું મૂલરે,
તો વ્રતતરૂરે દીએ શિવપદ અનુકૂલરે. ૫૬

ત્રૂટક:—

અનુકૂલ મૂલ રસાલ સમકિત, તેહ વિણુ મતિ અંધરે;
જે કરે કિરિયા ગર્વ ભરિયા, તેહ જૂઠો ધંધરે.
એ પ્રથમ ભાવના ગણો રૂઅડી, સુણો બીજી ભાવના;
બારણું સમકિત ધર્મપુરનું, એહવી તે પાવના. ૫૭

---

૧ હાથીના દાંત જેમ બ્હાર નીકળેલા પાછા અંદર પાછા જતા નથી. તેમ સજ્જન પુરૂષો જેવું બોલે છે તેવુંજ આચરે છે. પણ દુર્જન તો કાચબાની ડોક, જેમ ઘડીકમાં બ્હાર આવે છે ને ઘડીકમાં અંદર જાય છે તેમ બોલે છે કંઇ ને આચરે છે કંઇ. ૨ માતપિતા. ૩ કારણે.

ઢાલ:—

ત્રીજી ભાવનારે સમકિત પીઠ જો દ્રઢ સહી;
તો મોટોરે ધર્મ પ્રાસાદ ડગે નહિ,
પાઇયે[1] ખોટેરે મોટો મંડાણ ન શોભીએ;
તેહ કારણરે સમકિતશું ચિત્ત થોભીએ. ૫૮

ત્રૂટક;—

થોભીએ ચિત્ત નિત એમ ભાવી, ચોથી ભાવના ભાવિયે;
સમકિત નિધાન સમસ્ત ગુણનું, એહવું મન લાવિયે.
તેહવિણ છૂટા રત્ન સરિખા, મૂલ ઉત્તર ગુણ સર્વે;
કિમ રહે તાકે જેહ હરવા, ચોર જોર ભવે ભવે. ૫૯

ઢાલ:—

ભાવો પંચમીરે ભાવના શમ દમ સારરે;
પૃથ્વી પરે રે સમકિત તસુ આધારરે
છઠી ભાવનારે ભાજન સમકિત જો મલે,
શ્રુત શીલનોરે તો રસ તેહમાં નવિ ઢલે ૬૦

ત્રૂટક:—

નવિ ઢલે સમકિત ભાવનારસ, અમિય સમ સંવર તણો;
ષટ્ ભાવના એ કહી એહમાં, કરો આદર અતિ ઘણો.
ઇમ ભાવતાં પરમાર્થ જલનિધિ, હોય નિત ઝકઝોલ એ;
ઘન પવન પુણ્ય પ્રમાણ પ્રગટે, ચિદાનંદ કલ્લોલ એ. ૬૧

---

૧ પાયો.

ઢાલ:— જે મુનિ વેષ શકે નવી છંડી. એ દેશી.

ઠરે જિહાં સમકિત તે થાનક, તેહના ષટ્ વિધ કહિયેરે;
તિહાં પહિલું થાનક છે ચેતન, લક્ષણુ આતમ લહિયેરે.
ખીર નીર પરે પુદ્‌ગલ મિશ્રિત, પણ એહથી છે અલગોરે;
અનુભવ હંસ ચંચ જો લાગે, તો નવિ દીસે વલગોરે. ૬૨

બીજું થાનક નિત્ય આત્મા, જે અનુભૂત સંભારેરે;
બાલકને સ્તનપાન વાસના, પૂરવ ભવ અનુસારરે.
દેવ મનુજ નરકાદિક તેહના, છે અનિત્ય પર્યાયરે;
દ્રવ્ય થકી અવિચલિત અખંડિત, નિજગુણ આતમરાયારે. ૬૩

ત્રીજું થાનક ચેતન કર્તા, કર્મ તણે છે યોગરે;
કુંભકાર જિમ કુંભ તણો જે, દંડાદિક સંયોગેરે.
નિશ્ચયથી નિજ ગુણનો કર્તા, અનુપચરિત વ્યવહારેરે;

દ્રવ્ય કર્મનો—નગરાદિકનો, તે ઉપચાર પ્રકારેરે. ૬૪
ચોથું થાનક છે તે ભોક્તા, પુણ્ય પાપ ફલ કેરોરે;
વ્યવહારે નિશ્ચયનયદ્રષ્ટે, ભુંજે નિજગુણ નેરોરે.[1]
પંચમ થાનક છે પરમપદ, અચલ અનંત સુખ વાસોરે;
આધિ-વ્યાધિ, તન-મનથી લહિયે, તસુ અભાવે સુખ ખાસોરે. ૬૫

છઠ્ઠું થાનક મોક્ષતણો છે, સંયમ, જ્ઞાન ઉપાયોરે;
જો સહિજે લહિયે તો સઘલે, કારણ નિષ્ફળ થાયોરે;
કહે જ્ઞાનનય જ્ઞાનજ સાચું, તે વિણ જુઠી કિરિયારે;
ન લહે રૂપું રૂપું જાણી, સીપ ભણી જે ક્રિયારે; ૬૬

---

૧ નક્કી.

કહે કિરિયા નય કિરિયા વિણુજે, જ્ઞાન તેહ શું કરશેરે;
જલે પેશી કર પદ[1] ન હલાવે, તારૂ તે કિમ તરશેરે.
દૂષણુ ભૂષણુ છે ઈહાં બહુલાં, નય એકેકને વાદેરે;
સિદ્ધાંતી તે બેહુ નય સાધે, જ્ઞાનવંત અપ્રમાદેરે. ૬૭
ઇણિપરે સડસઠ બોલ વિચારી, જે સમકિત આરાહેરે;
રાગ-દ્વેષ ટાલી મન વાળી, તે સમસુખ અવગાહેરે.
જેહનું મન સમકિતમાં નિશ્ચલ, કોઇ નહીં તસતોલેરે;
શ્રીનયવિજયવિબુધપય સેવક, વાચક જશ ઇમ બોલેરે. ૬૮

---

## ક્રોધની સજઝાય.

કડવાં ફળ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે;
રીસ તણો રસ જાણીએ, હલાહલ તોલે. કડવાં ૧
ક્રોધે ક્રોડપૂરવતણું, સંજમ ફલ જાય;
ક્રોધ સહિત તપ જે કરે, તે તો લેખે ન થાય. કડવાં૦ ૨
સાધુ ઘણો તપીઓ હતો, ધરતો મન વૈરાગ;
શિષ્યના ક્રોધથકી થયો, ચંડકોશીઓ નાગ. કડવાં૦ ૧
આગ ઉઠે જે ઘર થકી, તે પહેલું ઘર બાળે;
જલનો જોગ જો નવિ મળે, તો પાસેનું પરજાળે. કડવાં૦ ૪
ક્રોધ તણી ગતિ એહવી, કહે કેવળનાણી;
હાણુ કરે જે હેતની, જાલવજો એમ જાણી. કડવાં ૫
ઉદયરત્ન કહે ક્રોધને, કાઢજો ગલે સાહી;
કાયા કરજો નિર્મલી, ઉપશમ રસ નાહી. કડવાં૦ ૬

---

૧ પગ.

## માનની સજ્ઝાય

જીવ માન ન કીજીએ, માને વિનય ન આવે રે,
નય વિના વિદ્યા નહીં, તો કિમ સમકિત પાવે રે. રે જીવ૦ ૧
મકિત વિણુ ચારિત્ર નહીં, ચારિત્ર વિણુ નહિ મુક્તિરે;
ક્તિનાં સુખ છે શાશ્વતા, તે કેમ લહિયે જુક્તિ રે. રે જી૦ ૨
ાનય વડો સંસારમાં, ગુણુમાં અધિકારીરે;
ાને ગુણુ જાયે ગલી, પ્રાણી જો જો વિચારી રે. રે જી૦ ૩
ાન કર્યું જો રાવણે, તે તો રામે માર્યો રે;
ર્યોધન ગર્વે કરી, અંતે સવિ હાર્યો રે રે જી૦ ૪
ૂકાં લાકડાં સારિખો દુઃખદાયી એ ખોટોરે;
દયરત્ન કહે માનને, દેજો દેશવટો રે. રે જી૦ ૫

---

## માયાની સજ્ઝાય

ામકિતનું મૂલ જાણીયેજી, સત્ય વચન સાક્ષાત;
ાાચામાં સમકિત વસેજી, માયામાં મિથ્યાત રે,
પ્રાણી મ કરીશ માયા લગાર. ૧
ુખ મીઠો જૂઠો મનેજી, કૂડ કપટનો રે કોટ;
ભે તો જીજી કરેજી, ચિત્તમાંહે તાકે ચોટરે. પ્રાણી૦ ૨
માપ ગરજે આઘો પડેજી, પણુ ન ધરે વિશ્વાસ;
નનશું રાખે આંતરોજી, એ માયાનો પાસરે. પ્રાણી૦ ૩
જેહશું બાંધે પ્રીતડીજી, તેહશું રહે પ્રતિકૂલ;
મેલ ન છંડે મન તણોજી, એ માયાનું મૂલ રે. પ્રાણી૦ ૪

તપ કીધું માયા કરીજી, મિત્રશું રાખ્યો ભેદ;
મલ્લિ જિનેશ્વર જાણજોજી, તો પામ્યા સ્ત્રી વેદરે. પ્રાણી૦ ૫
ઉદયરતન કહે સાંભળોજી, મેલો માયાની બુદ્ધ,
મુક્તિપુરી જાવા તણોજી, એ મારગ છે શુદ્ધ રે પ્રાણી૦ ૬

---

## લોભની સજ્ઝાય

તુમે લક્ષણ જોજો લોભનાં રે,
લોભે મુનિજન પામે ક્ષોભનારે;
લોભે ડાહ્યા મન ડોલ્યા કરેરે,
લોભે દુર્ઘટ પંથે સંચરેરે. તુમે૦ ૧
તજે લોભ તેનાં લેઉં ભામણાંરે,
વળી પાયે નમીને કરૂં ખામણાંરે;
લોભે મર્યાદા ન રહે કેહનીરે,
તુમે સંગત મેલો તેહનીરે. તુમે૦ ૨
લોભે ઘર મેલી રણમાં મરે રે,
લોભે ઉંચ તે નીચું આચરે રે;
લોભે પાપ ભણી પગલાં ભરે રે,
લોભે અકાર્ય કરતાં ન ઓસરેરે. તુમે૦ ૩
લોભે મનડું ન રહે નિર્મળું રે,
લોભે સગપણ નાસે વેગળુંરે;
લોભે ન રહે પ્રીતિને પાવહુંરે,
લોભે ધન મેલે બહુ એકઠુંરે. તુમે૦ ૪
લોભે પુત્ર પ્રત્યે પિતા હણેરે,
લોભે હત્યા પાતક નવિ ગણેરે;

તે તો દામતણે લોભે કરીરે,
ઉપર મણિધર થાએ તે મરીરે. તુમે૦ ૫
જોતાં લોભનો થોભ દીસે નહિરે,
એવું સૂત્ર સિદ્ધાંતે કહ્યું સહીરે;
લોભે ચક્રી સુભુમ નામે જુવોરે,
તે તો સમુદ્રમાંહે ડુબી મુવોરે. તુમે૦ ૬
એમ જાણીને લોભને છંડજોરે,
એક ધર્મશું મમતા મંડજોરે;
કવિ ઉદય રતન ભાખે મુદારે,
વંદું લોભ તજે તેહને સદારે. તુમે૦ ૭

---

## પંચમીની સજ્ઝાય.

જગનાયક જગગુરૂરે એ દેશી.

પુનરપિ પાંચમ એમ વદે રે, સાંભળો પ્રાણી સુજાણ;
શ્રી જિન અનુમતે ચાલીએરે, જિમ લહિયે સુખની ખાણ. ૧
ભવિક જન ધરજો ધર્મશું પ્રીતિ;
એ તો આણી મન શુભ રીતિ ભવિક૦ ધ૦
આશ્રવ પંચ દૂરે કરી રે, કીજે સંવર પંચ;
પંચ સમિતિ શુભ પાળીનેરે, તુમે મેળો શિવ વધુ સંચ. ભ૦ ધ૦૨
પંચ મહાવ્રત અનુસરીરે, પાળો પંચ આચાર;
ત્રિકરણ શુદ્ધિએ ધ્યાવજો, પંચ પરમેષ્ઠિ નવકાર. ભ૦ ધ૦૩
સમકિત પંચ અજુવાળજોરે, ધરજો ચારિત્ર પંચ;
પંચ ભૂષણને પડિવજી, ટાળો દૂષણ પંચ ખલખંચ. ભ૦ ધ૦૪

મત કરો પંચ પ્રમાદનેરે, મત કરો પંચ અંતરાય;
પંચમી તપ શુભ આદરો,જિમ દિન દિન દોલત થાય. ભ૦ ધ૦૫
પંચમી તપ મહિમા ઘણો રે, કહેતાં નાવે પાર;
વરદત્ત ને ગુણમંજરી, જુઓ પામ્યા ભવનો પાર. ભ૦ ધ૦૬
પાંચમી એમ આરાધીએરે, લહિયે પંચમ નાણ;
ચઉદ રજ્જવાત્મક લોકના, એતો મન પજ્જવ શુભ જાણ ભ૦ધ૦૭
ઘનઘાતિ કર્મ ખપાવતાંરે, વાજે હો મંગળ શબ્દ;
પંચમી ગતિ અવિચળ લહે, તિહાં સુખ અનંત સુલબ્ધ. ભ૦ધ૦૮

---

## શ્રી જ્ઞાનપંચમીનું ચૈત્યવંદન.

ત્રિગડે બેઠા વીરજિન, ભાખે ભવિજન આગે;
ત્રિકરણ શું ત્રિહું લોક જન, નિસુણો મન રાગે. ૧
આરાધો ભલી ભાતસેં, પાંચમ અજુવાલી;
જ્ઞાન આરાધન કારણેં, એહજ તિથિ નિહાળી. ૨
જ્ઞાન વિના પશુ સારિખા, જાણો ઇણ સંસાર;
જ્ઞાન આરાધનથી લહ્યું, શિવપદ સુખકાર. ૩
જ્ઞાન રહિત કિરિયા કહી, કાશકુસુમ ઉપમાન;
લોકાલોક પ્રકાશકર, જ્ઞાન એક પ્રધાન; ૪
જ્ઞાની સાસોસાસમેં, કરે કર્મનો ખેહ;
કોડી વરસાં લગે, અજ્ઞાની ન કરે તેહ. ૫
દેશ આરાધક ક્રિયા કહી, સર્વ આરાધક જ્ઞાન;
જ્ઞાન તણો મહિમા ઘણો, અંગ પાંચમે ભગવાન. ૬

પંચ માસ લઘુ પંચમી, જાવજ્જીવ ઉત્કૃષ્ટિ;
પંચ વરસ પંચ માસની, પંચમી કરો શુભ દૃષ્ટિ. ૭
એકાવનહી પંચનો એ, કાઉસગ્ગ લોગસ્સ કેરો;
ઉજમણું કરો ભાવશું ટાળે ભવ ફેરો. ૮
આરાધો એમ પંચમી, આણી ભાવ અપાર;
વરદત્ત ગુણમંજરી પરે, રંગવિજય લહો સાર. ૯

---

## પંચમીનું લઘુસ્તવન

પંચમી તપ તમે કરોરે પ્રાણી,
જેમ પામો નિર્મળ જ્ઞાનરે;
પહેલું જ્ઞાનને પછી કિરિયા,
નહિ કોઈ જ્ઞાન સમાનરે. પંચમી૦ ૧

નંદીસૂત્રમાં જ્ઞાન વખાણ્યું,
જ્ઞાનના પાંચ પ્રકારરે;
મતિ શ્રુત અવધિ ને મનપર્યવ,
કેવળ જ્ઞાન શ્રીકારરે. પંચમી૦ ૨

મતિ અઠાવીશ શ્રુત ચઉદહવીશ,
અવધિ છે અસંખ્ય પ્રકારરે;
દોય ભેદે મનપર્યવ દાખ્યો,
કેવળ એક ઉદારરે. પંચમી૦ ૩

ચંદ્ર સૂર્ય ગ્રહ નક્ષત્ર તારા,
એકથી એક અપારરે;

કેવળજ્ઞાન સમું નહિ કોઇ,
લોકાલોક પ્રકાશ રે. પંચમી૦ ૪
પારસનાથ પ્રસાદ કરીને,
મારી પૂરો ઉમેદરે;
સમય સુંદર કહે હું પણ પામું,
જ્ઞાનનો પાંચમો ભેદરે. પંચમી૦ ૫

---

## શ્રી જ્ઞાનપંચમીનું સ્તવન.

પુણ્ય પ્રશંસીએ—એ દેશી,

સુત સિદ્ધારથ ભૂપનોરે, સિદ્ધારથ ભગવાન;
બારહ પરખદા આગળેરે, ભાખે **શ્રી** વર્ધમાનરે. ૧
ભવિયણ ચિત્ત ધરો, મન વચ કાય અમાયરે,
જ્ઞાન ભગતિ કરો; એ આંકણી.
ગુણ અનંત આતમતણારે, મુખ્યપણે તિહાં હોય;
તેહમાં પણ જ્ઞાનજ વડુંરે, જિણથી દંશણ હોયરે. ભ૦ ૨
જ્ઞાને ચારિત્ર ગુણ વધેરે, જ્ઞાન ઉદ્યોત સહાય;
જ્ઞાને થિવિરપણું લહેરે, આચારજ ઉવઝાયરે. ભ૦ ૩
જ્ઞાની શ્વાસોશ્વાસમાંરે, કઠિણ કરમ કરે નાશ;
વહ્નિ જેમ ઇંધણ દહેરે, ક્ષણમાં જ્યોતિ પ્રકાશરે. ભ૦ ૪
પ્રથમ જ્ઞાન પછી દયારે, સંવર મોહ વિનાશ;
ગુણઠાણગ પગથાલીએરે, જેમ ચઢે મોક્ષઆવાસરે. ભ૦ ૫
મઇ સુઅ ઓહિ મણપજ્જવારે, પંચમ કેવલજ્ઞાન;
ચઉ મુંગા શ્રુત એક છેરે, સ્વપર પ્રકાશ નિદાનરે. ભ૦ ૬

તેહનાં સાધન જે કહ્યાંરે, પાટી પુસ્તક આદિ;
લખે લખાવે સાચવેરે, ધર્મી ધરી અપ્રમાદરે. ભ૦ ૭
ત્રિવિધ આશાતના જે કરેરે, ભણતાં કરે અંતરાય;
અંધા બહેરા બોબડારે, મુંગા પાંગુલા થાયરે. ભ૦ ૮
ભણતાં ગણતાં ન આવડેરે, ન મળે વલ્લભ ચીજ;
ગુણમંજરી વરદત્ત પરેરે, જ્ઞાન વિરાધન બીજરે. ભ૦ ૯
પ્રેમે પૂછે પરખદારે, પ્રણમી જગગુરૂ પાય;
ગુણમંજરી વરદત્તનોરે, કરો અધિકાર પસાયરે. ભ૦૧૦

ઢાળ બીજી.

કપુર હોયે અતિ ઉજળોરે-એ દેશી.

જંબુદ્વીપના ભરતમાંરે, નયર પદમપુર ખાસ;
અજિતસેન રાજા તિહાંરે, રાણી યશોમતી તાસરે. ૧
પ્રાણી, આરાધો વર જ્ઞાન; એહજ મુક્તિ નિદાનરે;
પ્રાણી૦ એ આંકણી.
વરદત્ત કુંવર તેહનોરે, વિનયાદિક ગુણવંત;
પિતાએ ભણવા મૂકીઓરે, આઠ વરસ જબ હુંતરે. પ્રા૦ ૨
પંડિત યત્ન કરે ઘણોરે, છાત્ર ભણાવણ હેત;
અક્ષર એક ન આવડેરે, ગ્રંથતણી શી ચેતરે. પ્રા૦ ૩
કોઢે વ્યાપી દેહડીરે, રાજા રાણી સચિંત;
શ્રેષ્ઠી તેહીજ નયરમાંરે, સિંહદાસ ધનવંતરે. પ્રા૦ ૪
કપુરતિલકા ગેહિનીરે, શીલે શોભિત અંગ;
ગુણમંજરી તસ બેટડીરે, મુંગી રોગે વ્યંગરે પ્રા૦ ૫

સોળ વરસની સા થઇરે, પામી યૌવન વેશ;
દુર્ભગ પણ પરણે નહિરે, માત પિતા ઘરે ખેદરે. પ્રા૦ ૬
તેણે અવસરે ઉદ્યાનમાંરે, વિજયસેન ગણધાર;
જ્ઞાન રયણ રયણાયરૂરે, ચરણ કરણ વ્રત ધારરે. પ્રા૦ ૭
વનપાલક ભૂપાલનેરે, દીધ વધાઇ જામ;
ચતુરંગી સેના સજીરે, વંદન જાવે તામરે. પ્રા૦ ૮
ધર્મદેશના સાંભળેરે, પુરજન સહિત નરેશ;
વિકસિત નયણ વદન મુદારે, નહિ પ્રમાદ પ્રવેશરે. પ્રા૦ ૯
જ્ઞાન વિરાધન પરભવે રે, મુરખ પર આધીન;
રોગે પીડયા ટળવળે રે, દીસે દુઃખીઆ દીન રે. પ્રા૦ ૧૦
જ્ઞાન સાર સંસારમાંરે, જ્ઞાન પરમ સુખ હેત;
જ્ઞાન વિના જગ જીવડારે, ન લહે તત્ત્વ સંકેતરે. પ્રા૦ ૧૧
શ્રેષ્ઠી પુછે મુણીંદનેરે, ભાખો કરૂણાવંત;
ગુણમંજરી મુજ અંગજારે[1], કવણ કર્મ વિરતંતરે. પ્રા૦ ૧૨

ઢાળ ત્રીજી.

સુરતી મહિનાની દેશી.

ધાતકી ખંડના ભરતમાં, ખેટક નયર સુઠામ;
વ્યવહારી જિન દેવ છે, ઘરણી સુંદરી નામ. ૧
અંગજ પાંચ સોહામણા, પુત્રી ચતુરા ચાર;
પંડિત પાસે શીખવા, તાતે મુકયા કુમાર. ૨
બાલ સ્વભાવે રમત, કરતાં દહાડા જાય;
પંડિત મારે ત્યારે, મા આગળ કહે આય. ૩

---

૧ પુત્રી.

સુંદરી શંખિણી શીખવે, ભણવાનું નહીં કામ;
પંડયો આવે તેડવા, તો તસ હણજો તામ. ૪
પાટી ખડિયા લેખણ, બાળી કીધાં રાખ;
શઠને વિદ્યા નવિ રૂચે, જેમ કરહાને[1] દ્રાખ. ૫
પાડા પરે મ્હોટા થયા, કન્યા ન દીએ કોય;
શેઠ કહે સુણ સુંદરી, એ તુજ કરણી જોય. ૬
ત્રટકી ભાખે ભામિની, બેટા બાપના હોય;
પુત્રી હોયે માતની, જાણે છે સૌ કોય. ૭
રે રે પાપિણી સાપિણી, સામા બોલ મ બોલ;
રીસાલી કહે તાહરો પાપી બાપ નિટોલ. ૮
શેઠે મારી સુંદરી, કાળ કરી તતખેવ;
એ તુજ બેટી ઉપની, જ્ઞાન વિરાધન હેવ. ૯
મુર્છાગત ગુણમંજરી, જાતિસમરણ પામી;
જ્ઞાન દીવાકર સાચો, ગુરૂને કહે શિર નામી. ૧૦
શેઠ કહે સુણો સ્વામી, કેમ જાયે એ રોગ;
ગુરૂ કહે જ્ઞાન આરાધો, સાધો વંછિત યોગ. ૧૧
ઉજ્જવલ પંચમી સેવો, પંચ વરસ પંચ માસ;
નમો નાણસ્સ ગણણું ગણો, ચોવિહાર ઉપવાસ. ૧૨
પૂરવ ઉત્તર સન્મુખ, જપિયે દોય હજાર,
પુસ્તક આગલ ઢોઇયે, ધાન્ય ફલાદિ ઉદાર. ૧૩
દીવો પંચ દીવટ તણો, સાથીઓ મંગલ ગેહ;
પોસહમાં ન કરી શકે, તેણે વિધિ પારણે એહ. ૧૪

---

૧ ઉંટને.

અથવા સૌભાગ્ય પંચમી, ઉજ્જ્વલ કાર્તિક માસ,
જાવજ્જીવ લગે સેવીએ, ઉજમણા વિધિ ખાસ. ૧૫

ઢાળ ચોથી.

એકવીશાની દેશી.

પાંચ પોથીરે, ઠવણી પાઠાં વિટાંગણાં;
ચાબખી દોરારે, પાટી પાટલા વરતણાં;
મસી કાગલરે, કાંબી ખડિયા લેખણી;
કવલી ડાબલીરે, ચંદુઆ ઝરમર પુંજણી. ૧

ત્રુટકઃ—

પ્રાસાદ પ્રતિમા તાસ ભૂષણ, કેશર ચંદન ડાબલી;
વાસકુંપિ વાલાકુંચી, અંગલુહણાં છાબડી;
કલશ થાળી મંગલદીવો, આરતિ ને ધુપણાં;
ચરવલા મુહપત્તિ સામીવચ્છલ, નોકારવાલી થાપના ૨

ઢાલઃ—

જ્ઞાન દરિસણરે, ચરણનાં સાધન જે કહ્યાં;
તપ સંયુતરે, ગુણમંજરીએ સદ્દહ્યાં;
નૃપ પૂછેરે, વરદત્ત કુંવરને અંગરે;
રોગ ઉપનોરે, કવણ કરમના ભંગરે. ૩

ત્રુટકઃ—

મુનિરાજ ભાખે જંબુદ્વીપે, ભરત સિંહપુર ગામ એ,
વ્યવહારી વસુ તાસ નંદન, વસુસાર વસુદેવ નામ એ;

વનમાંહે રમતાં દોય બંધવ, પુણ્ય યોગ ગુરૂ મલ્યા;
વૈરાગ્ય પામી ભોગ વામી, ધર્મ ધામી સંવર્યા. ૪

ઢાલઃ—

લઘુ બાંધવરે, ગુણવંત ગુરૂ પદવી લહે;
પણસય મુનિનેરે, સારણ વારણ નિત્ય દિયે;
કર્મયોગેરે અશુભ ઉદય થયો અન્યદા,
સંથારેરે, પોરિસી ભણી પોઢયા યદા. ૫

ત્રુટકઃ—

સર્વઘાતિ નિંદ વ્યાપી, સાધુ માગે વાયણા;
ઉંઘમાં અંતરાય થાતાં, સૂરિ હુઆ દુમણા;
જ્ઞાન ઉપર દ્વેષ જાગ્યો, લાગ્યો મિથ્યા ભુતડો;
પુણ્ય અમૃત ઢોલી નાખ્યું, ભર્યો પાપ તણો ઘડો. ૬

ઢાલઃ—

મન ચિંતવેરે, કાં મુજ લાગ્યું પાપરે;
શ્રુત અભ્યાસોરે, તો એવડો સંતાપરે;
મુજ બાંધવરે, ભોયણ સયણ સુખે કરે;
મૂરખનારે, આઠ ગુણ મુખ ઉચ્ચરે. ૭

ત્રુટકઃ—

બાર વાસર[1] કોઇ મુનિને, વાયણા દીધી નહીં;
અશુભ ધ્યાને આયુ પૂરી, ભુપ તુજ નંદન સહી;
જ્ઞાન વિરાધન મૂઢ જડપણું, કોઢની વેદન લહી;
વૃદ્ધ બાંધવ માન સરવર, હંસગતિ પામ્યો સહી.

---

૧ દિવસ.

ઢાલ:—

વરદત્તનેરે, જાતિસમરણ ઉપન્યું;
ભવ દીઠોરે, ગુરૂ પ્રણમી કહે શુભમનો;
ધન્ય ગુરૂજીરે, જ્ઞાન જગત્રય દીવડો;
ગુણ અવગુણરે, ભાસન જે જગ પરવડો. ૯

ત્રુટક:—

જ્ઞાન પાવન સિદ્ધિ સાધન, જ્ઞાન કહો કેમ આવડે;
ગુરૂ કહે તપથી પાપ નાસે, ટાઢ જેમ ઘન તાવડે[1];
ભૂપ પભણે પુત્રને પ્રભુ, તપની શક્તિ ન એવડી;
ગુરૂ કહે પંચમી તપ આરાધો, સંપદા લ્યો બેવડી. ૧૦

ઢાળ પાંચમી

મેંદી રંગ લાગ્યો. એ દેશી.

સદ્‌ગુરૂ બચણ સુધારસેરે, ભેદી સાતે ધાત;
તપશું રંગ લાગ્યો;
ગુણમંજરી વરદત્તનોરે, નાઠો રોગ મિથ્યાત્વ. ત૦ ૧
પચમી તપ મહિમા જે ઘણોરે, પ્રસર્યો મહીયલમાંહી; ત૦
કન્યા સહસ સ્વયંવરારે, વરદત્ત પરણ્યો ત્યાંહી. ત૦૨
ભૂપે કીધો પાટવીરે, આપ થયો મુનિભૂપ; ત૦
ભીમ કાંત ગુણે કરીરે, વરદત્ત રવિ શશિ રૂપ. ત૦૩
રાજરમા રમણીતણારે, ભોગવે ભોગ અખંડ; ત૦
વરસે વરસે ઉજવેરે, પંચમી તેજ પ્રચંડ. ત૦૪

૧ તાપે.

ભુક્તભોગી થયો સંજમીરે, પાલે વ્રત ખટકાય; ત૦
ગુણમંજરી જિનચંદ્રનેરે, પરણાવે નિજ તાય. ત૦૫
સુખ વિલસી થઇ સાધવીરે, વૈજયંતે હોય દેવ; ત૦
વરદત્ત પણ ઉપનોરે, જિહાં સીમંધર દેવ; ત૦૬
અમરસેન રાજા ઘરેરે, ગુણવંત નારી પેટ; ત૦
લક્ષણ લક્ષિત રાયનેરે, પુણ્યે કીધો ભેટ. ત૦૭
સુરસેન રાજા થયો રે, સો કન્યા ભરતાર; ત૦
સીમંધર સ્વામી કનેરે, સુણી પંચમી અધિકાર. ત૦૮
તિહાં પણ તે તપ આદર્યુંરે, લોકસહિત ભૂપાલ; ત૦
દશ હજાર વરસાં લગેરે, પાલે રાજ્ય ઉદાર. ત૦૯
ચાર મહાવ્રત ચોંપશુંરે, શ્રીજિનવરની પાસ; ત૦
કેવલધર મુક્તિ ગયારે, સાદિ અનંત નિવાસ. ત૦૧૦
રમણી વિજય શુભાપુરીરે, જંબુ વિદેહ મઝાર; ત૦
અમરસિંહ મહીપાલનેરે, અમરાવતી ઘર નાર. ત૦૧૧
વૈજયંત થકી ચવીરે, ગુણમંજરીનો જીવ; ત૦
માનસસર જેમ હંસલોરે, નામ ધર્યું સુગ્રીવ. ત૦૧૨
વીશે વરસે રાજવીરે, સહસ ચોરાશી પુત્ર; ત૦
લાખ પૂરવ સમતા ધરીરે, કેવલજ્ઞાન પવિત્ર ત૦૧૩
પંચમી તપ મહિમા વિષેરે, ભાખે નિજ અધિકાર; ત૦
જેણે જેહથી શિવપદ લહ્યુંરે, તેને તસ ઉપકાર. ત૦૧૪

ઢાળ છઠ્ઠી.

કરકંડુને કરૂં વંદણા—એ દેશી.

ચોવીશ દંડક વારવા, હું વારી લાલ;
ચોવીશમો જિનચંદરે, હું વારી લાલ;

પ્રગટયો પ્રાણુત સ્વર્ગથી, હું૦
ત્રિશલા ઉર સુખકંદ રે. હું૦ ૧

મહાવીરને કરૂં વંદના. હું૦
પંચમ ગતિને સાધવા, હું૦
પંચમ નાણુ વિલાસરે; હું૦
મહાનિશીથ સિદ્ધાંતમાં, હું૦
પંચમી તપ પ્રકાશરે. હું૦ ૨

અપરાધી પણુ ઉદ્ધર્યો હું૦
ચંડકૌશિઓ સાપરે; હું૦
યજ્ઞ કરંતા બ્રાહ્મણા, હું૦
સરખા કીધા આપરે. હું૦ ૩

દેવાનંદા બ્રાહ્મણી, હું૦
રિખભદત્ત વલી વિપ્રરે; હું૦
બ્યાસી દિવસ સંબંધથી, હું૦
કામિત પૂર્યો ક્ષિપ્રરે.[1] હું૦ ૪

કર્મરોગને ટાળવા, હું૦
સવિ ઔષધનો જાણુરે; હું૦
આદર્યો મેં આશા ધરી, હું૦
મુજ ઉપર હિત આણુરે. હું૦ ૫

શ્રીવિજયસિંહ સૂરીશનો, હું૦
સત્યવિજય પન્યાસરે; હું૦

---

૧ જલ્દી.

શિષ્ય કપુરવિજય કવિ, હું૦
ચંદકિરણ જસ જાસરે. હું૦ ૬

પાસ પંચાસરા સાનિધે, હું૦
ખિમાવિજય ગુરૂનામરે; હું૦
જિનવિજય કહે મુજ હજો, હું૦
પંચમી તપ પરિણામરે. હું૦ ૭

---

### કલશ.

ઈમ વીર લાયક, વિશ્વનાયક, સિદ્ધિદાયક સંસ્તવ્યો;
પંચમી તપ સંસ્તવન ટોડર, ગુંથી જિન કંઠે ઠવ્યો;
પુણ્ય પાટણ, ખેત્રમાંહે, સત્તર ત્રાણું સંવત્સરે;
શ્રીપાર્શ્વજન્મ કલ્યાણ દિવસે, સકલ ભવિ મંગલ કરે. ૧

---

### શ્રી પંચમીની સ્તુતિ.

શ્રાવણ શુદિ દિન પંચમીએ, જનમ્યા નેમજિણંદ તો;
શ્યામ વરણ તનુ શોભતું એ, મુખ શારદકો ચંદ તો.
સહસ વરસ પ્રભુ આઉખું એ, બ્રહ્મચારી ભગવંત તો;
અષ્ટ કરમ હેલે હણીએ, પોહોતા મુક્તિ મહંત તો. ૧
અષ્ટાપદ પર આદિ જિન એ, પોહોતા મુક્તિ મોઝાર તો,
વાસુપૂજ્ય ચંપાપુરી એ, નેમ મુક્તિ ગિરનાર તો.
પાવાપુરી નગરીમાં વળી એ, શ્રી વીરતણું નિર્વાણ તો;
સમેતશિખર વીશ સિદ્ધ હુઆ એ, શિર વહું તેહની આણ તો.૨

નેમનાથ જ્ઞાની હુઆ એ, ભાખે સાર વચન તો;
જીવદયા ગુણ વેલડી એ, કીજે તાસ જતન તો
મૃષા ન બોલો માનવી એ, ચોરી ચિત્ત નિવાર તો;
અનંત તીર્થંકર એમ કહે એ, પરહરિયે પરનાર તો. ૩
ગોમેદ નામે જક્ષ ભલો એ, દેવી શ્રી અંબીકા નામ તો;
શાસન સાનિધ્ય જે કરે એ, કરે વળી ધર્મના કામ તો.
તપગચ્છ નાયક ગુણનિલો એ, શ્રી વિજયસેનસૂરિરાય તો;
રિષભદાસ પાય સેવતાં એ, સફળ કરો અવતાર તો. ૪

---

## શ્રી વીરપ્રભુનું દિવાળીનું સ્તવન.

મારગ દેશક મોક્ષનોરે, કેવળજ્ઞાન નિધાન;
ભાવદયા સાગર પ્રભુરે, પર ઉપકારી પ્રધાનરે. ૧
વીરપ્રભુ સિદ્ધ થયારે, સંઘ સકળ આધાર;
હવે ઇણ ભારતમાંરે, કોણ કરશે ઉપગારરે. વીર૦ ૨
નાથ વિહુણું સૈન્ય જ્યુંરે, વીર વિહુણારે જીવ;
સાધે કોણ આધારથીરે, પરમાનંદ અભંગરે. વીર૦ ૩
માત વિહુણો બાળ જ્યુંરે, અરહોપરહો અથડાય;
વીર વિહુણા જીવડારે, આકુળ વ્યાકુળ થાયરે. વીર૦ ૪
સંશયછેદક વીરનોરે, વિરહ તે કેમ ખમાય;
જે દીઠે સુખ ઉપજેરે, તે વિણ કેમ રહેવાયરે. વીર૦ ૫
નિર્યામક ભવસમુદ્રનોરે, ભવ અટવી સથવાહ;
તે પરમેશ્વર વિણ મળેરે, કેમ વાધે ઉત્સાહરે. વીર૦ ૬

વીર થકાં પણ શ્રુત તણોરે, હતો પરમ આધાર;
હવે ઈહાં શ્રુત આધાર તેરે, અહો જિનમુદ્રા સારરે. વીર૦ ૭
ત્રણ કાળે સવિ જીવનેરે, આગમથીરે આણંદ;
ધ્યાવો ભાવો ભવિ જનારે, જિનપડિમા સુખકંદરે. વીર૦ ૮
ગણધર આચારજ મુનિરે, સહુએ એણીપેરે સિદ્ધ;
ભવભવ આગમસંગથીરે, દેવચંદ્ર પદ લીધરે. વીર૦ ૯

---

## શ્રી દિવાળીનું સ્તવન.

### ૧

મારે દિવાળી થઇ આજ, પ્રભુ મુખ જોવાને;
સર્યાં સર્યાંરે સેવકનાં કાજ, ભવ દુઃખ ખોવાને.
મહાવીરસ્વામી મુગતે પોહોત્યા, ગૌતમ કેવળજ્ઞાનરે;
ધન્ય અમાવાસ્યા ધન્ય દિવાળી, મહાવીર પ્રભુ નિરવાણ. પ્રભુ૦ ૧
ચારિત્ર પાળી નિરમળું રે, ટાળ્યા વિષય કષાયરે;
એવા મુનિને વંદીએ જે, ઉતારે ભવપાર. પ્રભુ૦ ૨
બાકુળ વોહોરી વીરજીએ, તારી ચંદનબાળારે;
કેવળ લઈને મુગતે પોહોત્યા, પામ્યા ભવનો પાર. પ્રભુ૦ ૩
એવા મુનિને વંદીએ જે, પંચ જ્ઞાનને ધરતારે;
સમવસરણે દઈ દેશના પ્રભુ, તાર્યાં નર ને નાર. પ્રભુ૦ ૪
ચોવીશમા જિનેશ્વરૂ ને, મુક્તિતણા દાતારરે;
કરજોડી કવિ એમ ભણે, પ્રભુ દુનિયા ફેરો ટાળ.
પ્રભુ મુખ જોવાને. મારે૦ ૫

૨

ગુરૂ ઘેર આવ્યા તે દિવાળી,
રહુંરે મારા નાથને નિત્ય નિહાળી. ગુરૂ૦

શ્રી સહજાત્મ સ્વરૂપ ધ્યાવું,
શુદ્ધ ચૈતન્ય સ્વામિના ગુણ ગાઉં;
શ્રીમદ્ સદ્ગુરૂ પદ શિર નામું,
ગુરૂ ઘેર આવ્યા તે દિવાળી૦ ૧

સખીરે આજ આનંદની હેલી,
વ્હાલા ને વધાવું મ્હેલી;
ફિરૂંરે હું તો ઘરમાં ઘેલી ઘેલી,
ગુરૂ ઘેર આવ્યા તે દિવાળી૦ ૨

પ્રભુજીએ પ્રીત પુરવની પાળી,
હેતે ઘેર આવ્યા હાલી ચાલી;
લાગીરે મને ગુરૂપદશું તાલી,
ગુરૂ ઘેર આવ્યા તે દિવાળી૦ ૩

પ્રીતલડીના બાંધ્યા પ્રભુજી આવ્યા,
સુખડાં મારા સ્વરૂપ તણાં લાવ્યા;
મહાપ્રભુ મારા મનડામાં ભાવ્યા,
ગુરૂ ઘેર આવ્યા તે દિવાળી૦ ૪

કૃપાળુની કીકી કામણગારી,
તેમાં સખી સુરતા સમાઇ મારી;
લીધુંરે મેં તો નિજપદ સંભારી,
ગુરૂ ઘેર આવ્યા તે દિવાળી૦ ૫

વ્હાલાજીનાં વ્હાલાં લાગે વેણાં,
　　સ્વરૂપ જોઇ ઠરે મારાં નેણાં;
ભાગ્યાંરે મારાં ભવભવનાં મેણાં,
　　ગુરૂ ઘેર આવ્યા તે દિવાળી૦ ૬

યોગેશ્વરના યોગબલે આલી,
　　વિજાતિ વૃત્તિ સર્વે વાળી;
સ્વજાતિની પ્રવહે પ્રણાલી,
　　ગુરૂ ઘેર આવ્યા તે દિવાળી૦ ૭

દિવડલાતો દિલમાં અજવાળ્યા,
　　પરમગુરૂ પોતામાં ભાળ્યા;
ગયા દિન દાસ તણા વાળ્યા,
　　ગુરૂ ઘેર આવ્યા તે દિવાળી૦ ૮

પ્રભુપદ પ્રીતિ પ્રતીતિ વાધી;
　　આત્માર્થે આજ્ઞા આરાધી;
સમ્યક્ રત્નત્રયની એકતા સાધી,
　　ગુરૂ ઘેર આવ્યા તે દિવાળી૦
રહુંરે મારા નાથને નિત્ય નિહાળી૦ ૯

---

### નવ અંગ પૂજા દોહા.

જલ ભરી સંપુટપત્રમાં, યુગલિક નર પૂજંત;
ઋષભ ચરણ અંગુઠો, દાયક ભવજલ અંત. ૧

જાનુ બલે કાઉસગ્ગ રહ્યા, વિચર્યા દેશ વિદેશ;
ખડાં ખડાં કેવળ લહ્યું, પૂજો જાનુ નરેશ. ૨
લોકાંતિક વચને કરી, વર્ષ્યા વરસી દાન;
કરકાંડે પ્રભુ પૂજના, પૂજો ભવિ બહુમાન. ૩
માન ગયું દોય અંશથી, દેખી વીર્ય અનંત;
ભુજાબળે ભવજલ તર્યા, પૂજો ખંધ મહંત. ૪
સિદ્ધશિલા ગુણ ઉજળી, લોકાંતે ભગવંત;
વસિયા તેણે કારણ ભવિ, શિરશિખા પૂજંત. ૫
તીર્થંકર પદ પુણ્યથી, તિહુઅણ જન સેવંત;
ત્રિભુવનતિલક સમા પ્રભુ, ભાલ તિલક જયવંત. ૬
સોળ પહોર પ્રભુ દેશના, કંઠ વિવર વર્તુળ;
મધુર ધ્વનિ સુરનર સુણે, તિણ ગળે તિલક અમુલ. ૭
હૃદય કમલ ઉપશમ બળે, બાળ્યા રાગને રોષ;
હિમ દહે વનખંડને, હૃદય તિલક સંતોષ. ૮
રત્નત્રયી ગુણ ઉજળી, સકળ સુગુણ વિશ્રામ;
નાભિ કમળની પૂજના, કરતાં અવિચળ ધામ. ૯
ઉપદેશક નવતત્ત્વના, તિણ નવ અંગ જિણંદ;
પૂજો બહુવિધ ભાવથી, કહે શુભવીર મુણીંદ. ૧૦

---

## શ્રી આદિ જિનની આરતી:—

જય જય આરતી આદિ જિનંદા,
નાભિરાયા મરૂદેવીકો નંદા;

પહેલી આરતી પૂજા કીજે,
નરભવ પામીને લ્હાવો લીજે. જય૦ ૧
દુસરી આરતી દીન દયાળા,
ધુલેવ મંડપમાં જગ અજવાળ્યા. જય૦ ૨
તીસરી આરતી ત્રિભુવન દેવા,
સુરનર ઈંદ્ર કરે તોરી સેવા જય૦ ૩
ચોથી આરતી ચૌગતિ ચૂરે,
મનવાંછિત ફળ શિવ સુખ પૂરે. જય૦ ૪
પંચમી આરતી પુન્ય ઉપાયા,
મુલચંદે રીખવ ગુણ ગાયા.
જય જય આરતી આદિ જિનંદા. ૫

---

### શ્રી શાંતિ જિનની આરતી.

જય જય આરતી શાંતિ તુમારી,
તોરા ચરણકમળકી મેં જાઉં બલીહારી. જય૦ ૧
વિશ્વસેન અચિરાજીકો નંદા,
શાંતિનાથ મુખ પૂનમ ચંદા. જય૦ ૨
ચાલીસ ધનુષ્ય સોવનમયકાયા,
મૃગલંછન પ્રભુચરણ સુહાયા. જય૦ ૩
ચક્રવર્તી પ્રભુ પાંચમા સોહે,
સોળમા જિનવર જગ સહુ મોહે. જય૦ ૪
મંગળ આરતી તોરી કીજે,
જન્મજન્મનો લાહો લીજે. જય૦ ૫

કરજોડી સેવક ગુણ ગાવે,
સો નરનારી અમર પદ પાવે. જય૦ ૬

## શ્રી આદિજિન આરતી.

અપછરા કરતી આરતી જિન આગે,
હાં રે જિન આગે રે જિન આગે;
હાં રે એ તો અવિચળ સુખડાં માગે,
હાં રે નાભિનંદન પાસ. અપછરા૦ ૧

તા થેઈ નાટક નાચતી પાય ઠમકે,
હાં રે દોય ચરણે ઝાંઝર ઝમકે;
હાં રે સોવન ઘૂઘરી ઘમકે,
હાં રે લેતી ફુદડી બાળ. અપછરા૦ ૨

તાલ મૃદંગને વાંસળી ડફ વીણા,
હાં રે રૂડા ગાવંતી સ્વર ઝીણા;
હાં રે મધુર સુરાસુર નયણાં,
હાં રે જોતી મુખડું નિહાલ અપછરા૦ ૩

ધન્ય મરૂ દેવી માતને પ્રભુ જાયા,
હાં રે તોરી કંચન વરણી કાયા;
હાં રે મેં તો પૂરવ પુન્યે પાયા,
હાં રે દેખ્યો તોરો દેદાર. અપછરા૦ ૪

પ્રાણજીવન પરમેશ્વર પ્રભુ પ્યારો,
હાં રે પ્રભુ સેવક છું હું તારો;
હાં રે ભવો ભવનાં દુઃખડાં વારો,
હાં રે તુમ દીનદયાળ૦ અપછરા૦ ૫

સેવક જાણી આપનો ચિત્ત ધરજો;
હાં રે મોરી આપદા સઘળી હરજો;
હાં રે મુનિ માણેક સુખીઓ કરજો,
હાં રે જાણી પોતાનો બાળ. અપછરા૦ ૬

---

## આરતી.

જય જય આરતી સદ્‌ગુરૂરાયા,
શ્રીમદ્ રાજચંદ્ર નમું પાયા. જય જય૦ ૧
પહેલી આરતી મિથ્યા ટાળે,
સમ્યગ્ જ્ઞાન પ્રકાશ નિહાળે જય જય૦ ૨
બીજી આરતી બીજ ઉગાડે,
દ્વન્દ્વાતીતપણાને પમાડે. જય જય૦ ૩
ત્રીજી આરતી ત્રિકરણ શુદ્ધિ,
થાએ સહેજે નિર્મળ બુદ્ધિ. જય જય૦ ૪
ચોથી આરતી અનંત ચતુષ્ટય,
પરિણામે આપે પદ અવ્યય. જય જય૦ ૫
પંચમી આરતી પંચ સંવરથી,
શુદ્ધ સ્વભાવ સહજ લહે અરથી જય જય૦ ૬
શ્રીમદ્ સદ્‌ગુરૂરાજ કૃપાએ,
સત્ય મુમુક્ષુપણું પ્રગટાવે. જય જય૦ ૭

---

## મંગળ દીવો.

દીવોરે દીવો માંગલિક દીવો, આરતી ઉતારીને બહુ ચિરંજીવે દીવે

સોહામણું ઘેર પર્વ દિવાળી, અમર ખેલે અમરા બાળી. દીવે

દીપાળ ભણે એણે કુળ અજવાળી, ભાવે ભક્તે વિઘન નિવારી. દીવે

દીપાળ ભણે એણે કળી કાળે, આરતી ઉતારી રાજા કુમારપાળે. દી

અમ ઘેર મંગલિક, તમ ઘેર મંગલિક, મંગલિક ચતુર્વિધ સંઘને હોજો દીવે

---

## મંગળ દીવો.

એ વ્રત જગમાં દીવો મેરે પ્યારે એ વ્રત—એ દેશી.

દિલમાં કીજે દીવો મેરે પ્યારે, દિલમાં કીજે દીવો,
દીવો દીવો દીવો મેરે પ્યારે, દિલમાં૦
દીવો એ મંગલિક દીવો મેરે પ્યારે, દિલમાં૦
આરતી ઉતારી ચિરંજીવો મેરે પ્યારે, દિલમાં૦

સદ્ગુરૂદીપક સંઘટી સ્નેહે, જ્ઞાન દીપ પ્રગટાવો;
દીપથી દીપ સુમતાથી હોવે, જ્ઞાન જ્ઞાનીમાં સંભાવો. મેરે૦

નિશિના દીપક ચંદ્રમા જાણો, દિનના દીપક ભાન;
કુલના દીપક સુપુત વખાણો, (તેમ) ત્રિહું જગદીપક જ્ઞાન. મેરે૦

દયા—દીવેલ પ્રેમ-પરણાર્યું, વૃત્તિની બત્તી ઠરાવો;
ચિત્ત—ચકમકથી ચેતી ચૂંપે, ચૈતન્ય જ્યોતિ ચેતાવો. મેરે૦

ઈંદ્રિય-બારી વિષય-વાયરો,આવી દીપ ઓલ્હાવે;
ઝટપટ બારીઓ બંધ કરી દ્યો, દીપને અહેલ ન આવે. મેરે૦૪
ક્ષયોપશમ દીપક કારણથી, યત્નકરણ દર્શાવે;
યત્ને ક્ષાયિક ભાવ લહીને, કૈવલ્ય જ્યોતિ જગાવે. મેરે૦૫
અનુભવદીપ પ્રકાશે ભાસે, બાહ્યાન્તર અજવાળું;
ગુરૂગમકુંચી ઉંચી અડતાં, ઉઘડે અનાદિનું તાળું. મેરે૦૬
તાળું ઉઘડે રત્નત્રય નિધિ, સહજે નિજ કર આવે;
શ્રી સહજાત્મસ્વરૂપ સદોદિત, અખંડ દીપ રહાવે. મેરે૦૭

---

## મંગળ દીવો.

દીવો રે દીવો પ્રભુ મંગળીક દીવો,
શ્રીમદ્ સદ્ગુરૂ શાશ્વત્ જીવો. દીવો૦ ૧
સમ્યગ્ દર્શન નયન અજવાળે,
કેવળ જ્ઞાન પ્રકાશ નિહાળે. દીવો૦ ૨
ભવભ્રમતિમિરનું મૂળ નસાવે,
મોહ પતંગની ભસ્મ બનાવે દીવો૦ ૩
પાત્ર મુમુક્ષુ ન નીચે રાખે,
તપવે નહીં એ અચરિજ દાખે. દીવો૦ ૪
કલિમલ મલ ઉત્પત્તિ જાએ,
શ્રીમદ્ સદ્ગુરૂ સહાય વરાયે. દીવો૦ ૫
શ્રોતા વકતા ભકત સકલમેં,
શિવકર વૃદ્ધિ કરે મંગળમેં. દીવો૦ ૬
શ્રીમદ્ સેવક ભાવ પ્રભાવે,
સેવક સેવ્ય અભેદ સ્વભાવે. દીવો૦ ૭

---

ૐ

શ્રીમદ્ સદ્‌ગુરવે નમોનમઃ

અહો! અહો! શ્રી સદ્‌ગુરૂ, કરૂણાસિંધુ અપાર;
આ પામર પર પ્રભુ કર્યો, અહો! અહો! ઉપકાર.
શું પ્રભુ ચરણ કને ધરૂં, આત્માથી સૌ હીન;
તે તો પ્રભુએ આપીઓ વર્તું ચરણાધીન.
આ દેહાદિ આજથી, વર્તો પ્રભુ આધીન;
દાસ દાસ હું દાસ છું, તેહ પ્રભુનો દીન.
ષટ સ્થાનક સમજાવીને, ભિન્ન બતાવ્યો આપ;
મ્યાન થકી તરવારવત્, એ ઉપકાર અમાપ.
જેહ સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત;
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્‌ગુરૂ ભગવંત.
પરમ પુરૂષ પ્રભુ સદ્‌ગુરૂ, પરમજ્ઞાન સુખધામ;
જેણે આપ્યું ભાનનિજ, તેને સદા પ્રણામ.
દેહ છતાં જેની દશા, વર્તે દેહાતીત;
તે જ્ઞાનીનાં ચરણમાં, હો વંદન અગણિત.

પ્રણિપાત સ્તુતિઃ—

હે પરમકૃપાળુ દેવ! જન્મ, જરા, મરણાદિ સર્વ દુઃખોનો અત્યંત ક્ષય કરનારો એવો વીતરાગ પુરૂષનો મૂળ-માર્ગ આપ શ્રીમદે અનંતકૃપા કરી મને આપ્યો, તે અનંત ઉપકારનો પ્રતિઉપકાર વાળવા હું સર્વથા અસમર્થ છું; વળી આપ શ્રીમત્ કંઈ પણ લેવાને સર્વથા નિસ્પૃહ છો; જેથી હું મન, વચન, કાયાની એકાગ્રતાથી આપના ચરણારવિંદમાં નમસ્કાર કરૂં છું. આપની પરમ ભક્તિ અને વીતરાગ પુરૂષના મૂળધર્મની ઉપાસના મારા હૃદયને વિષે ભવપર્યંત અખંડ જાગૃત રહો એટલું માગું છું તે સફળ થાઓ

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

